# અનુક્રમણિકા

## વિભાગ પહેલો : બચપણ



## વિભાગ બીજો : કુમારચમૂની શાળામાં

## વિભાગ ત્રીજો : સાઇબિરિયા

# વિભાગ પહેલો : બચપણ

## ૧

## જૂનું રાવતપરું

**મ**ધ્યકાલીન રશિયાની રાજધાની અને મારું જન્મસ્થાન મૉસ્કો ઇતિહાસકાળમાં બહુ આસ્તેઆસ્તે વધેલું અને જામેલું શહેર છે. તેના ક્રમેક્રમે ઘડાયલા ઇતિહાસ દરમિયાન તેના જુદાજુદા ભાગોનું જે સ્વરૂપ બંધાયું હતું, તેનાં ઘણાંખરાં લક્ષણો તો, આપણને આશ્ચર્ય થાય તેટલા પ્રમાણમાં અને તેવી રીતે, છેક આજની ઘડી સુધી સચવાઈ રહ્યાં છે. શહેરનો કેટલોક ભાગ ટ્રાન્સ-મૉસ્કવા નદીને તટે વસેલો છે. આ પ્રદેશમાં વિશાળ, જાણે નિદ્રાવશ હોય તેવી સુસ્તીભરી શેરીઓ છે. એ શેરીઓમાં ભૂખર-રંગી, એકધારી બાંધણીનાં, નીચાં છાપરાંવાળાં અને નિરંતર બીડેલાં કમાડવાળાં ઘરો આવેલાં છે. એ ઘરોમાં કેટલાય જમાનાથી મૉસ્કોને ઘડનાર, ખીલવનાર અને રક્ષનાર વર્ગો વસેલા છેઃ વેપારી-વર્ગનું એ હમેશનું અલાયદું રહેઠાણ છે; જૂનવાણી, કરડા દેખાવના, કર્મકાંડી અને જુલ્મી નૉન-કન્ફૉર્મિસ્ટ પંથવાળાઓનો તે અભેદ્ય દુર્ગ છે; ક્રેમ્લ નામે તેનો કિલ્લો પણ ધર્મ અને રાજ્યની સત્તા પ્રસારતો એવો જ મજબૂત ગઢ છે. એ કિલ્લાના

મેં આગળ જે વિશાળ ચોગાન છે, તેમાં દુકાનો અને વખારો પથરાયાં પડ્યાં છે. એ ચોગાન સૈકાઓ થયા વેપારના ભરચક મધપૂડા સરખુ છે અને આજે પણ આખા રશિયન મહારાજ્યમાં વિસ્તરેલા, દેશના આંતરિક વેપારના હૃદયરૂપ મોટું મથક છે. મોસ્કોથી ઝારની આણ જ્યારે રશિયાભરમાં ફરતી ત્યારના જમાનામાં જેવી ધમાલ ફેશનેબલ દુકાનોમાં અહીં હતી તેવી જ આજે પણ છે; ત્યારે કારીગરોના લત્તાના જે રંગઢંગ હતા તે પણ હજી એ ને એ જ છે. દરેક શેરી અને બજાર અને પરૂં પોતાના અનોખા વાતાવરણ સહિતની એક નાનીશી દુનિયા છે અને પોતપોતાનું જુદું જીવન જીવે છે. રેલવેવાળાએ પણ — જ્યારે રેલવેએ તે પુરાતન રાજધાની પર પેશકદમી કરી ત્યારે — પોતાની મસમોટી વખારો અને જબરદસ્ત સંચાકામોને, ભારેભારે ગાડાં અને એન્જિનોને, જૂના શહેરના સીમાડા પર, પોતાના એક ખાસ અલગ બંધાવેલા મથકમાં જ ગોઠવ્યાં.

શહેરના આ બધા જૂના ભાગો હજી મોજૂદ છે, પણ એ કાળના મોસ્કોનો સૌથી સરસ નમૂનો એ તો તેનુ જૂનું રાવતપરૂં.[૧] અર્બાત અને પ્રેચીસ્ટેન્કા, આ બે રસ્તાઓનો જે કાટખૂણો બને છે, તેની અંદર એ સ્વચ્છ અને શાંત, વાંકીચૂકી ભૂલભુલામણી જેવી શેરીઓ અને ગલીકૂંચીઓવાળો લત્તો આવેલો છે. અસલ વારાના મોસ્કોમાં જીવાતા જીવનની સૌથી સાચી ઓળખ આ સ્થળે જ થઈ શકે તેમ હતી.

આજથી[૨] આશરે પચાસ વર્ષ પરના જમાના લગી આ

૧. અંગ્રેજીમાં "ઓલ્ડ એક્વેરીઝ ક્વોર્ટર" એમ છે; 'એક્વેરી' =અમીરોની ઘોડારનો ઉપરી = રાવતઃ આમ ગુજરાતીમાં, રાવતપરૂં.

૨. આજથી એટલે સને ૧૯૦૦થી; આ ગ્રંથ એ સાલમાં લખાયો હતો એ હકીકત છેવટ સુધી ધ્યાનમાં રાખવાની જરૂર છે.

સત્તામાં મોસ્કોના પુરાતની અમીરઉમરાવોનાં કુટુંબોનો વાસો હતો. અસલના વખતમાં મોસ્કો જ રશિયાની રાજ્યધાની હતું ત્યારે આ લોકો ઘણા બળવાન હતા અને તેથી પહેલા પીટરના કાળ સુધીના રશિયન ઇતિહાસમાં તેમનાં નામ વારંવાર જોવામાં આવે છે. પણ પીટરે સેંટ પીટર્સબર્ગને નવું પાટનગર બનાવ્યું તથા ચઢઊતર પાયરીના બધા ય પ્રજાવર્ગોને રાજ્યના સેવકો તરીકે સ્વીકારવા માંડ્યા, ત્યારથી અમીરોની પડતી થઈ. એ સમયે આ અસલી અમીર-કુળોએ મોસ્કોની રાજરહેણાકવાળો ભાગ તજીને આ જૂના રાવત-પરામાં પોતાનું થાણું જમાવેલું; કેટલાક શહેરની પડોશમાં રમણીય સ્થળોએ આવેલી પોતપોતાની જાગીરો પર જઇને પણ રહ્યા હતા. નીવાને તીરે નવા વસેલા સેંટ પીટર્સબર્ગમાં રાજ્યના ઊંચામાં ઊંચા હોદ્દા પર હવે જે "કોણ જાણે ક્યાંથી આવેલાં" સંખ્યાબંધ પચરંગી કુટુંબોનાં જૂથ જમા થયાં, તેમની તરફ પેલાં જૂનાં ખાનદાનો એક જાતના તિરસ્કાર અને છૂપી ઈર્ષ્યાથી જોવા લાગ્યાં.

એ ખાનદાનોના ઘણાખરા નબીરાએ પોતાની જુવાની દરમિયાન, ઘણે ભાગે લશ્કરી અમલદાર તરીકે, રાજ્યસેવામાં પોતાનું નસીબ અજમાવ્યું હતું. પણ કોઇ ને કોઇ કારણે તેમણે ઊંચી પદવીએ ચઢ્યા વિના જ એ નોકરી છોડી દીધેલી. તેઓ-માંથી જે કેટલાક, મારા પિતાની જેમ, વધારે ફતેહમંદ થયા હતા, તેમણે પોતાની જન્મભૂમિ એવા આ નગરમાં જ કોઈક શાંતિમય જીવન ગળાય તેવી અને લગભગ માનાર્થે જ મળેલી પદવી મેળવી લીધી હતી; બાકીના ઘણાખરા સક્રિય સેવામાંથી નિવૃત્ત થયા હતા. પણ એ દરેકનો એટલો નિરધાર તો હતો જ કે કારકિર્દી દરમિયાન વિશાળ રશિયાના ગમે તે ભાગમાં પોતાને જવું પડ્યું હોય તો પણ, જીવનસંધ્યાને સમયે તો અહીં પોતાના

ઘરના ઘરમાં, જે દેવળમા પોતે બચપણમા ધર્મદીક્ષા પામ્યા હોય તથા જેમા પોતાના માતપિતાના દફનની વેળાએ છેલ્લી પ્રાર્થનાઓ બોલાઇ હોય તેની છાયામા આવેલા એ ઘરમા આવીને વસવુ

મોરકોના વેપારી લત્તાઓના ઘોંઘાટ અને ધમાલથી દૂર આવેલી આ શાંત શેરીઓમાના બધા ઘરો દેખાવે એકસરખા જેવા જ હતા. તે ઘણુંખરુ લાકડાના બાધવામા આવતા તેનાં છાપરા ચમકતા લીલા રંગના પોલાદી પતરાના હતા. આગલા ભાગને કોતરકામવાળા થાભલા ને પ્રવેશમંડપ ('પોર્ટિકો')થી શોભાયમાન કરતા અને ભભકભર્યા રંગોથી રંગતા. લગભગ દરેક ઘર એક માળનુ હતું ને રસ્તા પર તેની મોટીમોટી ભપકાદાર સાત કે નવ બારીઓ પડતી. બીજો માળ ઘરના પાછના ભાગ પર જ બંધાતો અને તેની બારીઓ પાછળ આવેલા મોટા મોકળાશવાળા વડામા પડતી. આ વડામા ચારે પાસ ફરતા નાના નીચા ઘરો હોય તે રસોડા, ભંડકિયા, તબેલા અને નાનામોટા નોકરોને રહેવાની કોટડીઓ તરીકે વપરાતા. એક પહોળા ઊંચા દરવાજામા થઈને આ વડામા દાખલ થવાતું તેની બહારની બાજુ પિત્તળની તખ્તીમા, કર્નલ ફલાણા કે મેજર અમુક, એમ ઘરધણીનુ નામ વંચાતુ

અફસર સાહેબોના આ મહોલ્લાઓમા કોઈને દુકાન-હાટ માડવા દેવામા આવતી નહિ, માત્ર, દેવળની માલિકીના કોઈ નાનકડા લાકડાના ઘરમા ગાંધીનુ એકાદ હાટ માડવા દેતા એટલુ માફ પોલિસનો પહેરો તો મહોલ્લાઓમા રાત ને દિવસ રહેતો.

એ સમયે મોરકોના આ ભાગમા જીવનપ્રવાહ શાંત અને નિરુપદ્રવ વહેતો પછીના જમાનામા જે બનવા લાગ્યુ કે પિતાપુત્ર વચ્ચે એવો તો તીવ્ર મતભેદ ઊભો થાય કે અધરાતે-મધરાતે

રાજ્યના પોલિસ અમલદારોએ ત્યાં દોડવું પડે કે કોઈનું લોહી પણ રેડાય—આમાંનું કશું તે વખતે નહોતું.

આવા એ જૂના રાવતપરામાં હું સને ૧૮૪૨ની સાલમાં જન્મ્યો હતો. મારી જિંદગીનાં પહેલાં પંદર વર્ષ ત્યાં જ ઘણે ભાગે પસાર થયાં હતાં. અમારાં માતુશ્રી મરણ પામ્યા પછી મારા પિતાએ બેત્રણ ઘર બદલ્યાં, પણ એ દરેક હતું તો આ જ લત્તામાં. માત્ર, અમે લોકો ઉનાળો ગાળવા અમારી જાગીરના ગામડામાં જતાં ત્યારે જ અમારે એ સ્થળે રહેવાનું ન થતું.

## ૨

## માતાની મરણપથારી

**ઘરના** ખૂણામાં આવેલો વિશાળ ઊંચો શયનખંડ; તેમાંના સફેદ, ઊંચા પાયાના પલંગ પર સૂતેલી અમારી માતા; પલંગની અડોઅડ મૂકેલી અમારી બાબાખુરસીઓ અને નાનકડાં ટેબલો; ટેબલો પર સુંદર મજાની કાચની બરણીઓમાં ભરેલી જાતજાતની મિઠાઈઓ અને મુરબ્બા—દિવસને કઢંગે વખતે અમને જેમાં અચાનક તેડાવ્યા હતા, એવો તે ઓરડો મારી જિંદગીનું સૌથી પહેલું અને અધસ્પષ્ટ સંસ્મરણ છે.

અમારી મા ક્ષયથી પીડાતી મરવા પડી હતી. તેની ઉંમર એ વખતે પાંત્રીસ જ વરસની હતી. પોતે અમને સદાનાં છોડી જાય તે પહેલાં અમે તેની પડખે જઈએ, પોતે અમને જરા પંપાળે ને લાડ લડાવે, અમારો આનંદ જોઈ ક્ષણ બે ક્ષણ સુખ પામી લે, એવી ઇચ્છા તેણે દેખાડી હતી; અને તેથી, પોતે જેમાંથી

હવે ઊઠવાની નહોતી, એ બિછાના પાસે તેણે અમારે માટે આ નાનીશી મિજબાની ગોઠવાવી હતી. આનું તે વખતનું ફિક્કું, લેવાઈ ગએલું મોં અને તેની મોટીમોટી ઘેરા તપખીરિયા રંગની આંખો મને હજી સાંભરે છે. તેણે અમારા પર પ્રેમલ નયને મીટ માંડી તથા ખાવાનું ને પલંગે ચડવાનું કહ્યું. પછી એકાએક તેને ધ્રુસ્કુ આવ્યું, ઊધરસ આવી, અને અમને ત્યાંથી બહાર લઈ ગયા.

ત્યારપછી થોડી વાર રહીને અમને બંને બાળકોને—મારા મોટા ભાઇ અલેક્ઝાંડરને અને મને—અમારી આયાઓ (જર્મન નર્સ માદામ બુર્મન અને રશિયન નર્સ ઉલિયાના) એ મોટા ઘરની પછવાડેના વંડાની એક કોરના નાના ઘરમાં લઈ ગઇ. તેની નાનીનાની ઓરડીઓમાં ખાસ્સો એપ્રિલનો તડકો આવતો હતો, છતાં અમને તે જ વખતે સૂઈ જવાનું કહેવામાં આવ્યું. પણ અમે સૂઈએ શી રીતે ? આયાઓનાં મોં આંસુએ ભીનાં થયા કરતાં હતાં, તે બંને એવાં મોં નીચાં ઢાળીને અમારે માટે ધોળી ઝાલરવાળાં કાળાં ખમીસ સીવતી હતી, અને સીવતીસીવતી હળવે સાદે વાત કરતી હતી. આ બધું જોઈ, શું થયું હશે એ બીકે અમે ગભરાઈ ગયા હતા, એટલે સૂઈએ કેમ કરીને ? બંને જણીઓએ મા વિશે કંઈક કહ્યું તે તો અમે કંઈ સમજ્યા નહિ, પણ ' મમા કયાં ? મમા કયાં ? ' કરતા ખાટલામાંથી બહાર કૂદી પડ્યા.

આ જોઇને બંનેએ ડૂસકેડૂસકે રોવા માંડ્યું ને અમારાં ગુંચળાંવાળાં માથાં પસવારતાંપસવારતાં કહેઃ "બાપુડાં નમાયાં!" પણ ઉલિયાનાથી ઝાઝી વાર રહેવાયું નહિ. તે બોલી ઊઠીઃ

"મમા તો ગયાં પ્હણે-પ્હણે, પેલા આકાશમાં ફિરસ્તાઓની પાસે."

"આકાશમાં શી રીતે ગયાં? કેમ ગયાં?" અમારી બાળકલ્પનાએ આવા સવાલો પૂછવા માંડ્યા, પણ ફોકટ.

૧૮૪૬ના એપ્રિલમાં એ બનાવ બન્યો. હું તે વખતે માત્ર સાડાત્રણ વર્ષનો હતો ને મારો ભાઈ પાંચનો. અમારાં મોટાં ભાઈબહેન નિકોલસ અને હેલન એ દિવસોમાં ક્યાં હતાં તે હું જાણતો નથી. એમને કદાચ નિશાળે મૂકી દીધાં પણ હશે, અને ત્યાંનાં છાત્રાલયોમાં બંને રહેતાં હશે. નિકોલસની ઉંમર એ વેળા બાર અને હેલનની અગિયાર વર્ષની હતી. તેઓ હમેશ એકબીજાની સાથે જ રહેતાં ને અમે તેમને વિશે થોડું જ જાણતાં. આમ હોવાથી, હું અને અલેક્ઝાંડર હવેથી આ નાના ઘરમાં જ માદામ બુર્મન અને ઉલિયાનાની સંભાળ નીચે રહેવા લાગ્યા. તે ભલી જર્મન ડોશીને નહોતું ઘરબાર કે નહોતું કોઈ સગુંવહાલું. દુનિયાભરમાં સાવ એકલી અટુલી એવી તેણે અમારી માતાનું સ્થાન લીધું. પોતાથી બન્યું તેટલી સારી રીતે તેણે અમને ઉછેર્યા. અવારનવાર તે અમને કોઈ સસ્તું સાદું રમકડું લઈ આપતી કે આદુનાં કેક અમે ધરાઇ જઈએ તોપણ ખવરાવ્યા કરતી. અમારે ત્યાં કોઈકોઈ વાર આવતા, પોતાની જેમ જ ઘરહીન ને સ્વજનહીન એવા એક જર્મન ડોસા પાસેથી તે આ કેક ખરીદતી.

બાપુને તો અમે હવે ક્વચિત જ દેખતા.

માતાના મરણ પછીનાં બે વર્ષનું કોઇ જ સ્મરણ મારા મનમાં રહ્યું નથી.

## ૩

# ક્રોપોટકિન–કુળ: અમારાં માતપિતા

**અમારા** પિતા પોતાના કુળની પ્રાચીનતા માટે બહુ મગરૂર હતા. એ વિશે તેમણે રાજ્યના વંશાવલી-વિદ્યા–ખાતા પાસેથી મેળવેલો જૂનો સનદ જેવો દસ્તાવેજ તેમની પાસે હતો. પોતાના જમાનાનાં ઘણાંખરાં માણસોની જેમ તેમનું રશિયન ઇતિહાસનું જ્ઞાન જૂજજાજ, એટલે, દસ્તાવેજમાં નિર્દેશેલી કુળની પ્રાચીનતાની વિગતોમાં પોતે કંઈ ઊંડું સમજે નહિ પણ એ તેમણે ત્રણસો રૂબલની ભારે કિંમતે ખરીદેલો હોવાથી, એ કારણે જ એમને તો કુળના ગૌરવ સંબંધી ખાતરી થઈ ગઈ હતી. પણ ક્રોપોટકિનોનું કુટુંબ રશિયન રાજવંશના આદ્યસ્થાપક રુરિકના સમયથી ઊતરી આવેલું હોવાનાં પ્રમાણો મળતાં હોવાથી, તે પ્રાચીન તો ઘણું છે એમાં શંકા નહિ. રશિયાની જૂનામાં જૂની રાજ્યધાની કીફનો ગ્રાન્ડ પ્રિન્સ રોસ્ટિસ્લાવ મિસ્ટિસ્લાવિસ ધ બોલ્ડ, એ ક્રોપોટકિનવંશનો મૂળપુરુષ ગણાય છે.

મધ્યકાળની જમીનદારશાહી[1] વ્યવસ્થા દરમિયાન અમારા વડવાઓમાંથી કોઈ પુરુષ કશા પરાક્રમ માટે પ્રખ્યાત થયો લાગતો નથી; તેમ જ હમણાંની ત્રણચાર પેઢીના પુરુષોને પણ, રાજ્યસેવામાં ખાસ દીપી ઊઠવાની મહેચ્છા થઇ હોય એવું જાણ્યામાં નથી. અમારા પ્રપિતામહ અને પિતામહ, બંનેએ ઊછરતી

૧ 'ફ્યુડલ'

જુવાનીમાં જ લશ્કરની નોકરી છોડીને, રિયાઝાન જિલ્લામાંની પોતાની મુખ્ય ફલદ્રૂપ અને મનોહર પ્રકૃતિસૌંદર્યવાળી જાગીર ઉરૂસોવો પર વસવાટ કર્યો હતો.

એમની પછીના પુરુષોમાં, અમારી પેઢીના માણસોએ પણ એમ જ કર્યું હોત; પણ અમારામાં તો, એ બે પેઢી દરમિયાન જ થએલા પૂર્વજોદ્વારા કલ્પનાશીલ જીવન અને સાહિત્યકલાના શોખનો પ્રવાહ ભળ્યો તથા ઓધે ઊતર્યો છે. અમારા પિતાના મામા રંગભૂમિના જબરા શોખીન હતા. એક 'સર્ફ' (ગુલામ) નટી પર આશક થઈ તેને પરણવાની હામ પણ તેમણે ભીડી હતી. એ નટી તે સેમ્યોનોવા, જે રશિયન નાટ્યકલાનાં આદ્ય-પ્રણેતાઓમાંની એક હતી. લગ્ન પછી પણ તે હિંમતવાન સ્ત્રીએ પોતાનો પ્રિય વ્યવસાય છોડ્યો નહોતો. તેના આ વર્તનથી આખું મોસ્કો ખળભળી ઊઠેલું.

અમારાં દાદી—પેલા મામાનાં બહેન, અમારા પિતાનાં માતુશ્રી—પ્રિન્સેસ ગેગારિનને કલા કે સાહિત્ય પર પ્રેમ હતો કે નહિ તેની મને ખબર નથી; પણ તેમના એક પુત્ર—અમારા કાકા—તો રશિયન ઉપકવિઓમાંના એક હતા. એમણે એક નાનો કાવ્ય-સંગ્રહ પણ બહાર પાડ્યો હતો. આ હકીકત અમને કહેતાં બાપુને હમેશાં શરમ આવતી. બનતાં સુધી તેઓ એ વાત નીકળવા દેતા જ નહિ. આ સિવાય, ચાલુ પેઢીમાં તો અમારા કેટલાક પિતરાઈઓએ તેમ જ મારા ભાઈએ અને મેં સમકાલીન સાહિત્યમાં કંઈ ને કંઈ વત્તુંઓછું અર્પણ કર્યું જ છે.

અમારા પિતા, ઝાર પહેલા નિકોલસના જમાનામાં જે નમૂનાના અફસરો થતા, તેમાંના એક હતા. એમનામાં લડાયક જુસ્સો ઘણો હતો, અથવા તો, લશ્કરી છાવણીની જિંદગી એમને બહુ ગમતી, એવું કંઈ નહિ. એમણે છાવણીમાં તાપણા ફરતા

બેસીને એક પણ રાત કાઢી હશે કે કેમ, એ વિષે મને શંકા છે. પરંતુ એ રાજાના સમયમાં આ બધું ગૌણ ગણાતું. મહત્ત્વ અપાતું તે બીજી બાબતોને. અફસર પોતાના લશ્કરી પોશાક પર એટલો બધો ફિદા હોય કે બીજી બધી જાતના પોશાકને ખરા દિલથી ધિક્કારે; અફસરે પોતાના સિપાહીઓને સાચી તાલીમ આપી ક્યારે ગણાય, કે સિપાહી સલામી ભરતી વખતે, એ ભરતાં ભરતાં જ, બંદૂકના લાકડાને ભાંગી બતાવવાની અજબ જેવી કરામત કરી જાણે; કે પછી, સિપાહસાલાર પલટણ તપાસવા આવે ત્યારે દરેક સિપાહી જાણે કલઇનો બનાવેલ રમકડાંનો સિપાહી હોય તેમ, હલચલ કર્યા વિના અને એટલો બધો સ્થિર ઊભો રહે કે, તેના શ્વાસોચ્છ્વાસને લીધે જ જોનારને એમ લાગે કે આ એક જીવતું પ્રાણી છે—આ બધું એ સમયમાં ઘણું મહત્ત્વનું મનાતું. નમૂનેદાર લશ્કરી સિપાહીની એ ભાવનાને અનુસરવું એ જ અમારા પિતાનું જીવનધ્યેય હતું.

ઉપરની હકીકતોને કંઈ પણ અપવાદરૂપ હકીકત નોંધવાની હોય તો એટલી જ કે, ૧૮૨૮ના તુર્કી સામેના યુદ્ધમાં તથા ૧૮૩૧ માં પોલિશ લોકોનો બળવો દાબી દેવા રશિયાએ જગાવેલા જંગમાં તેમણે થોડો સરખો ભાગ લીધેલો. આમાંના પહેલા યુદ્ધ વખતના એક બે બનાવોની વાતો, ખુશમિજાજમાં હોય ત્યારે, અમારી બાળકોની ઉપરાઉપરની માગણીઓ થતાં તેઓ વર્ણવી બતાવતા.

એક વાર પોતે પોતાના નિમકહલાલ નોકર ફ્રોલની સાથે એક તજાયલા તુર્ક ગામડામાંથી ઉપરીઓના સંદેશા લઇને પસાર થતા હતા, ત્યારે બંને જણ પર સેંકડો લોહીતરસ્યા ભયંકર તુર્ક કૂતરાઓએ કેવી રીતે હુમલો કર્યો હતો અને પોતે તથા ફ્રોલ તરવારની મદદ વડે એ વેળા કેવી મર્દાનગીથી ટકી રહ્યા હતા ને બચ્યા હતા, તેનું વર્ણન તેઓ રસભેર કરતા. વર્ણનમાં તુર્ક

કૂતરાંનાં ટોળાંને બદલે તુર્ક સિપાહીઓની ટુકડીઓ હોત તો આખી વાત અમારી બાળકલ્પનાને અલબત્ત વધુ મજેદાર લાગત. પણ સિપાહીઓ તો વાતમાં આવતા નહિ એટલે તેમની અવેજીમાં અમે કૂતરાઓને સ્વીકારી લેતા.

વળી કોઈ વાર અમે વધુ રસીલો પ્રસંગ સાંભળવા હઠે ભરાતા અને સવાલો પર સવાલો પૂછીને એમને પજવતા ત્યારે બાપુ પોતાનું એક બીજું પરાક્રમ પણ કહી સંભળાવતા. એમને 'બહાદુરી માટે' મળેલા સેંટ ઍનના ક્રૉસની એ કથા હતી. એક તુર્ક ગામડામાં એમની ટુકડીનો પડાવ હતો ત્યારે ગામમાં આગ લાગી અને ભડકા બધાં ઘરોને વિંટળાઈ વળ્યા; એક ઘરમાં રહી ગએલા બાળકની માતા ચીસેચીસ નાખતી હતી; ફ્રૉલ એ પળે ભડકાઓ વચ્ચે થઈને ઘરમાં પેઠો અને બાળકને બચાવ્યું; આ સફળ સાહસ ટુકડીના સરઅફસરે નજરોનજર દીઠું અને તરત જ તેણે બાપુને સેન્ટ ઍનનો ક્રૉસ બહાદુરીના બદલામાં આપ્યો.

"પણ બાપુ" વાત સાંભળીને અમે બોલી ઊઠતાં: "બાળકને બચાવ્યું'તું તો ફ્રૉલે ને?"

"એમાં શું થઈ ગયું?" છેક જ ભોળે ભાવે તેઓ જવાબ દેતા: "એ નોકર તો મારો જ કે નહિ? એ બધું એકનું એક જ."

પોલંડ સામેના યુદ્ધવેળા તેમણે વૉર્સોમાં એક પલટણના ઉપરીઅધિકારી જનરલ સુલિમાની પુત્રી સાથે ઓળખાણ કરી અને તેની જોડે પ્રીત બાંધી હતી. પરિણામે એ બંનેનાં લગ્ન ત્યાંના લેઝિન્સ્કી મહેલમાં ભારે ધામધૂમથી થયાં. એ વખતે ત્યાંનો સુબો કાઉન્ટ પાસ્કીએવિચ વરરાજાના ધર્મપિતાને સ્થાને હતા. "પણ" આટલું કહ્યા પછી પોતે ઉમેરતાઃ "તમારી મા મારા ઘરમાં કંઈ ધનસંપત લઈને આવેલ નહિ."

આ સાચું હતું. અમારા નાના નિકોલાય સેમ્યોનોવિચ સુલિમા બહુ સફળ કારકિર્દીવાળા યા તો દોલતમંદ થવાની કળામાં પ્રવીણ નહોતા. શૌર્યવાળી પોલજાતિ સામે કે તુર્કીનાં જબરદસ્ત લશ્કરો સામે, માથું મૂકીને માત્ર લડી જાણનાર, પણ મૉસ્કોના પ્રપંચી રાજપુરુષોની કુટિલ બુદ્ધિશક્તિને પહોંચી વળવા અશક્ત, એવી કોઝેક જાતિના તેઓ હતા. કોઝેકોએ પોતાની બધી સ્વતંત્રતા, પોલિશ પ્રજાએ ૧૬૪૮માં ઉઠાવેલા ભયાનક ને પોતાના પ્રજાતંત્રના મૃત્યુઘંટ સમાન બંડ પછી ખોઈ છે. સુલિમા-કુળના એક નબીરાને તો પોલોએ કેદ કરીને, ખૂબ રિબાવી રિબાવીને, તેનો જીવ લીધેલો. પણ આ કૃત્યનું પરિણામ એટલું જ આવ્યું, કે એ કુળના બીજા વીર 'કર્નલો' ઊલટા વધારે ઝનૂનથી રશિયાને પક્ષે અને પોલંડની સામે લડ્યા. એ લડાઇને પરિણામે પોલંડે 'લિટલ રશિયા' પ્રાંત ખોયો.

અમારા વડીલ નિકોલાય સુલિમા જેવા અતુલ પરાક્રમી તેવા જ સ્વતંત્રમિજાજી હતા. પહેલા નેપોલિયને રશિયા પર ચઢાઈ કરી ત્યારે ફ્રેંચ પાયદળના બેયોનેટધારી ચોરસને ભેદીને તેઓ અંદર પેઠેલા, તેમને મુએલા માની રણક્ષેત્ર પર પડ્યા રહેવા દીધેલા, પણ માથામાં પડેલા ઊંડા ઘાની નિશાની સાથે તેઓ જીવતા રહ્યા હતા. ઝાર અલેકઝાંડર પહેલાનો દરબારી આર્કચીએફ, જે રાજ્યની પ્રવૃત્તિમાત્રનો કર્તાહર્તા હતો અને દરેક બાબતમાં પોતાનું જ ધાર્યું કરે તેવો હતો, તેના ખિદમતદાર તરીકે રહેવાનું જ્યારે એ વીર સુલિમાને ફરમાવવામાં આવ્યું, ત્યારે તેમણે એ ફરમાન માથે ચઢાવવાની ના પાડી હતી. આ નાફરમાનીના બદલામાં એક જાતનો માનાર્થ દેશવટો પહેલાં પશ્ચિમ અને પછી પૂર્વ સાઇબિરિયાના સરસૂબા તરીકે તેમને આપવામાં આવેલો. આ હોદ્દો તે વખતમાં ગણાતો હતો તો સોનાની

ખાણુ કરતાં પણુ વધારે નફાકારક, પણુ અમારા નાનામાં તો એવી કશી આવડત મળે નહિ તેથી જેવા મુફલિસ તેઓ ત્યાં ગયા તેવા જ પાછા આવ્યા અને પોતાનાં ત્રણત્રણ દીકરાદીકરી માટે પોતાની પાછળ બહુ સાધારણ પ્રમાણમાં જ માલમિલકત મૂકી ગયા. ૧૮૬૨માં મારે જ્યારે સાઈબિરિયા જવાનું થયું, ત્યારે મેં જોયું કે ત્યાં સૌ કોઈ એમને આદરપૂર્વક સંભારતું હતું. એ પ્રાંતોમાં જે જબરી ચોરીઓ વારેવારે થતી અને જે અટકાવવાનાં કંઈ સાધન જનરલ સુલિમા કને નહોતાં, તેથી તેમને ઊંડી નિરાશા થઈ હતી એમ પણુ મારા જાણવામાં આવ્યું.

અમારી માતા પોતાના જમાનાના પ્રમાણમાં એક સવિશેષ શક્તિઓવાળી સ્ત્રી કહેવાય. તેના મરણુ પછી ઘણે વર્ષે, અમારી જાગીરના ગામડાના કોઠારના એક ખૂણામાંથી, તેના ઠરેલ અને મરોડદાર અક્ષરે લખાયલા કાગળોના થોકડા મને જડયા હતા. આ તેની રોજનિશીઓ અને નોંધપોથીઓ હતી. રોજનિશીઓમાં તેણે પોતાના જર્મનીના પ્રવાસવખતનાં પ્રકૃતિવર્ણનો આનંદસહ લખેલાં જણાતાં હતાં; પોતાનાં દુઃખો વિશે અને સુખની ઝંખના વિશેના ઉદ્‌ગારો પણુ તેમાં હતા. અને નોંધપોથીઓમાં, 'સેન્સોર'ની[1] મનાઈવાળાં રશિયન પદ્યો ઉતારી લીધાં હતાં. આમાંનાં કેટલાંક, ૧૮૨૬માં પહેલા નિકોલસના હુકમથી ફાંસીએ ચઢાવાયલા કવિ રાયલીએફનાં મનોહર ઐતિહાસિક કથાગીતો હતાં. આ સિવાય કેટલીક ચોપડીઓમાં સંગીતનાં સ્વરલેખન, ફ્રેંચ નાટકો તથા લેમર્ટાઈન ને બાયરનનાં કાવ્યો ઉતાર્યાં હતાં. અને કેટલાંક જલમિશ્રિત રંગોનાં ('વૉટર કલર') ચિત્રો પણુ હતાં.

માની હૂબહૂ છબિ, કોઈ સારા ચિત્રકારે ભાવપૂર્વક ચિતરેલી

૧ સમાજ અને રાજ્યની સલામતી ખાતર સાહિત્ય પર તકેદારી રાખનાર ચોકીવાન.

અમારે ત્યાં છે, તેમાં એ જેવી હતી બરાબર તેવી જ ઊંચી, પાતળીશી, ઘેરા ચેસ્ટનટરંગી કેશકલાપે શોભતી, ઘેરા તપખીરિયા રંગની આંખો અને નાનકડા મુખવાળી સોહે છે. સ્વભાવે તે ઘણી ચંચળ અને તેથી ઘણી બાબતમાં બેદરકાર હતી. નૃત્યની તે ભારે શોખીન હતી. તેના મૃત્યુ પછી અમારા ખેડૂતોની સ્ત્રીઓએ અમને કહેલી વાતો પરથી અમે જાણ્યું, કે આ અમારા ઝરૂખામાંથી એમનાં સૌનાં ધીરાંધીરાં પણ લાલિત્યમય લોકનૃત્ય નીરખતી, ઉમળકાભેર તેને વખાણતી, અને અંતે, તે પોતે પણ નીચે ઊતરી આવીને નૃત્યમાં સામેલ થયા વિના રહી શકતી નહિ. તેનો સ્વભાવ જ કલાકારનો હતો. તેણે જીવ ખોયો તે પણ એવી રીતે, કે પોતે એક સમૂહનૃત્યમાં ગયેલી ત્યાં પહેલાં તો શરદી લાગી ગઈ, પછી ફેફસાં પર સોજો થયો અને તેમાંથી ક્ષય લાગુ પડતાં આખરે એ રોગથી જ તે મરણ પામી.

જે કોઈ તેને ઓળખતાં, તે સૌ તેને ચાહતાં. કુટુંબનાં નોકરચાકરો તેને ભક્તિભાવથી વારંવાર સંભારતાં. માદામ ઋુર્મન અમારી આટલી બધી સંભાળ લેતી અને રશિયન નર્સ અમારી પર વહાલ વર્ષાવતી, એ બધું તેને જ લીધે અને તેની ખાતર. અમારું માથું ઓળતાં કે અમને બિછાનામાં અમે સૂતા પછી અમારી પર ક્રૂસચિહ્ન[1] કરતાં ઉલિયાના કેટલીક વાર કહેતીઃ "અને હવે તો તમારી બા આકાશમાંથી તમને નિહાળતી તમારી રક્ષા કરશે અને તમને નમાયાં જોઈને ત્યાંથી આંસુ સારશે." અમારું આખુંય બાળપણ તેની પુણ્યસ્મૃતિ વડે કરીને સમુજ્જ્વલ હતું. કેટલીયે વાર, ઘરના કોઈ અંધારા ભાગમાંથી જતા હોઈએ ત્યારે કોઈક નોકરનો હાથ લાડથી મારી કે અલેકઝાંડરની પર ફરતો;

૧. કપાળથી નાભિ લગી અને એક ખભાથી બીજા સુધી આંગળા (કે હાથ) ફેરવીને ક્રૂસનું ચિહ્ન આશિષ, ભયરક્ષા કે સ્વાગત માટે કરવાના ખ્રિસ્તી રિવાજનો અહીં ઉલ્લેખ છે.

અથવા તો, ખેતરોમાં ફરતા હોઇએ ત્યારે સામી મળતી કોઇ ખેડૂત બાઈ અમને પૂછતીઃ "તમારાં બા હતાં એવા જ ભલા, એવા જ માયાળુ તમે થશો ને? તે અમારી પર ખૂબ રહેમ રાખતી; તમે ય રાખશો—હાસ્તો." 'અમારી' એટલે અલબત્ત 'સર્ફો' (ગુલામો) ની ઉપર. એ ગુલામ નોકરોની વચ્ચે અમે ઉછરતાં હતાં ત્યારે વહાલપનું જે વાતાવરણ અમારી આસપાસ રાતદિવસ રહેતું, જેની બાળકોને ખાસ જરૂર હોય છે તે ન હોત તો અમારું કોણ જાણે શું યે થયું હોત. અમે તે માતાનાં બાળકો છીએ, તેનો અણુસાર અમારે મુખે છે, એ ભાનથી જ તેઓ પોતાનો પ્રેમ અમારી પર—કોઈ વાર તો, આગળ જોઇશું તેમ, ભાવલીને હૈયે—ઢોળતાં.

મૃત્યુ પછી પણ પરલોકમાં જીવવાની કામના મનુષ્યના મનમાં ઉત્કટ હોય છે, પણ, મનુષ્ય ઘણીએ વાર આટલી હકીકત લક્ષમાં લીધા વિના જ આ લોક છોડે છે, કે સાચી સારમાણસાઇ જેનામાં હોય છે, તેની સ્મૃતિ જગતમાં સદાકાળ લીલી જ રહે છે, સુકાતી નથી. તેના ગુણસંસ્કાર તેની પછીની પેઢી પર પડે છે અને તે પાછા ત્યાર પછીની પેઢીનાં બાળકોમાં ઓઘે ઊતરે છે. આમ ચાલ્યા કરે છે આવી અમરતા પામવા પ્રયત્ન કરવો શું આપણને લાજમ નથી?

૪

# નવી જિંદગી :પુલેંસાહેબ કેમ શીખવતા?

૧

**મા**ના મરણ પછી બે વર્ષે બાપુ ફરીથી પરણ્યા. પહેલાં તો એમની આંખ એક રૂપાળી પૈસાદાર યુવતી પર હતી, પણ વિધિનિર્માણ જુદું જ હતું. એક સવારે હજી તો તેમણે દિવસનો પોશાક પહેર્યો પણ નહોતો ને 'ડ્રેસિંગ ગાઉન'માં જ હતા, ત્યાં તો નોકરોએ તેમના ખંડ ભણી દોડી જઇને ખબર આપ્યા કે જનરલ ટિમોફીએફ પધાર્યા છે. આ ગૃહસ્થ બાપુની ટુકડીના સરઅફસર હતા; વધુમાં, એવા તો નિષ્ઠુર કે સાવ નજીવા વાંકસર કે સહેજ જ બેદરકારીના બદલામાં સિપાહીને મરણતોલ માર મરાવે કે અફસરને સાઇબિરિયાનાં વેરાનમાં ધકેલી દે. આજે તો તેઓ આમ અચાનક એવી માગણી કરવા આવ્યા હતા કે પોતાની વહાલી ભત્રીજી માદમ્વાઝેલ એલિઝાબેથ કેરેન્ડિનોને બાપુએ પરણવું. આ છોકરી દેખાવડી તો હતી, પણ દાયજામાં કંઇ જીવ જેવું લાવે તેમ નહોતી. આમ છતાં, જનરલની તે સગી અને વળી તેઓ સાહેબે ઊગતે પ્રભાતે આ માગણી લઇને આવવાની તકલીફ ઉઠાવેલી, એ બધાથી બાપુ એવા તો લેવાઇ ગયા હતા કે તેમણે તુરત જ હા પાડી દીધી. આ એમનું બીજું લગ્ન પણ પહેલાંની જેમ રંગેચંગે ને ઉમંગે ઊજવાયું અને આટોપાયું.

એ લગ્નપ્રસંગનું મને કોઇ ખાસ સ્મરણ નથી. સાંભરે છે તે એટલું જ કે એક મોટા શોભીતા શણગારેલા ખંડમાં, દક્ષિણ

ભણીનાં રશિયનોને હોય છે તેવી તીક્ષ્ણ મુખરેખાઓવાળી યુવતી અમારી સાથે દોડાદોડ કરતી ખેલતી અને પછી પૂછતી હતીઃ " જોયું ને ? કેટલી ગમ્મતી મા તમને મળવાની છે ?" આનો જવાબ અમે—સાશા (અલેકઝાંડર) અને હું—મનમાં મુંઝવાતા ને શરીરે સંકોચાતા આપતાઃ " અમારી મા તો ઊડી ગઈ આકાશમાં." તેની વધુપડતી ચંચળતાને અમે વહેમની નજરે જોવા લાગ્યા હતા.

૨

લગ્ન પછીના શિયાળામાં અમારી નવી જિંદગી શરૂ થઈ. જૂનું ઘર વેચાઈ ગયું, નવું ખરીદાયું, અને તેમાં તદ્દન નવું રાચરચીલું વસાવાયું. અમારી માનું એક પણ સંસ્મરણ જગાડે તેવી વસ્તુમાત્ર–તેની છબિઓ, તેનાં માનીતાં ચિત્રો, તેના કરેલા ભરતગૂંથણના નમૂના, બધું જ હવે અદૃશ્ય થઇ ગયું. બિચારી આદામ ખુર્મને ઘણીયે કાકલુદી કરી કે (અમારાં અપરમાતા હવે સગર્ભા હતાં તેમને થનાર) " નાનકડા ભાઈ કે બહેનને હું પેટના સંતાનની જેમ ઉછેરીશ " છતાં, " સુલિમાકુટુંબના સંબંધની યાદ આપનાર કોઈ જ હવે આ ઘરમાં ન જોઇએ " એમ કહીને તેને પરાણે રૂખસદ અપાઇ. અમારાં મામા–મામીઓ અને મોટાં મા જોડેનો અમારો સઘળો સંબંધ પણ કાપી નાખવામાં આવ્યો. ઉલિયાના ફ્રોલને પરણી અને તે બે જણાં હવે ઘરખટલાનો વહીવટ સંભાળનારાં તથા નોકરોનાં ઉપરી બન્યાં. અમારી કેળવણી માટે, તે જમાનાના મોસ્કોવાસી ઉમરાવોના દીકરાઓ સંબંધી શિરસ્તો હતો તે પ્રમાણે, નેપોલિયનના મહાસૈન્યના કાટમાળ સમાન માણસોમાંના એક મોં. પુલેને ભારે પગારે રોકવામાં આવ્યા. આ મહાશય પહેલાં નવલકથાકાર ઝેગોસ્કિનના દીકરા

સર્જને ભણાવતા; અને સર્જની પ્રતિષ્ઠા એક ઘણા સુશિક્ષિત જુવાન તરીકે અમારા જૂના રાવતપરામાં એટલી બધી હતી કે બાપુએ એ હકીકત પરથી જ વાર્ષિક છસો રૂબલને સાટે પુલેસાહેબને વગરસંકોચે રોકી લીધા. એમની મદદમાં, અમને રશિયન વિષયો શીખવવા, ઘણે કંગાળ પગારે એક રશિયન વિદ્યાર્થી એન. પી. સ્મિર્નોફને પણ રાખવામાં આવ્યો હતો.

મો પુલે પોતે પણ એક મદદનીશ ઉપશિક્ષક નામે ટ્રેમરને સાથે લેતા આવ્યા હતા ફ્રેંચ પાઠ્યપુસ્તકો પણ લાવેલા. થોડા દહાડામા તો તેઓ અમારી પર અને અમારી તહેનાતમા મુકાયલા ગુલામ મેટવેઈ પર અમલ ચલાવતા થઈ ગયા

એમની પાસે ભણવા બેસ પહેલાં દર સવારે અમારે અમારાં માતપિતાને સવારની સલામી ભરવા નીચલે માળે જવાનુ હતુ. એ ક્રિયા લગભગ ફ્યૂડલશાહી અદાથી અમારી પાસે કરાવવામા આવતી અમારા શિક્ષક તો પોતાની સલામી પહેલા નબરના ખુશામતિયા બનીને જ ભરતા ત્યાથી પાછા ફર્યા બાદ અમારુ કામ શરૂ થાય મો પુલે પોતાનો લાબો ડગલો કાઢી નાખીને ‘ડ્રેસિંગ ગાઉન ’ પહેરે, માથે ચામડાના છજાવાળી બધબેસતી ટોપી ચડાવે અને વિરામાસન (‘ઇઝીચેર ’) મા પડીને આજ્ઞા કરે “ બોલો તમારો પાઠ. ”

અમે ગોખેલો પાઠ કડકડાટ બોલી જતા. ચોપડીમા નખ વતી કરેલી એક નિશાનીથી બીજી સુધી તે બોલી જવાનો હતો. અમારા આ ફ્રેંચ ગુરુજી પોતાની સાથે, કેટલી ય પેઢીઓના રશિયન બાળકબાળકીઓને સુપરિચિત એવુ નોએલ અને ચપસલનું વ્યાકરણ, એક ફ્રેંચ સવાદપોથી, જગતના ઇતિહાસનું એક પુસ્તક અને તેવુ જ પુસ્તક જગતની ભૂગોળનુ—આટલુ લાવ્યા

હતા. એ વ્યાકરણ અને એ સંવાદો, એ ઇતિહાસ ને એ ભૂગોળ અમારે મોઢે કરવાનાં હતાં.

વ્યાકરણ તો પાધરું ઊતરતું, કેમકે તેમાં "વ્યાકરણ એટલે શું?"–"વ્યાકરણ એટલે શુદ્ધ ભાષા બોલવા–લખવાની કળા" એવાં જાણીતાં વાક્યો જ બોલી જવાનાં હતાં. પણ ઇતિહાસની ચોપડીને, કમનસીબે, એક પ્રસ્તાવના જોડેલી હતી. ઇતિહાસના જ્ઞાનથી જે જે લાભો માણસજાતને મળી શકે તે બધા એ પ્રસ્તાવનામાં ગણાવી જવામાં આવ્યા હતા. તેનાં પણ શરૂઆતનાં વાક્યો વખતે તો બધું બરાબર ચાલતું. ગોખેલું જ અમે બોલી જતાઃ "રાજાને, પોતે પોતાની રૈયત પર રાજ્ય કેમ કરવું તેનાં મહામના રાજાઓ વિશેનાં દષ્ટાંત ઇતિહાસમાંથી મળે છે; સેનાપતિને તેમાંથી ઊંચા પ્રકારની યુદ્ધકળા શીખવાની મળે છે ..." વગેરે. પણ જેવા અમે કાયદાની બાબત પાસે પહોંચતા, તેવો જ ગોટાળો ઊભો થતો. "ધારાશાસ્ત્રી ('જ્યુરિસકૉનસલ્ટ') ને તેમાં—" પણ વિદ્વાન ધારાશાસ્ત્રીઓને ઇતિહાસમાંથી કઈ તરેહની જ્ઞાનપ્રાપ્તિ થાય છે તે અમે કદી ય જાણ્યું નહિ. એ ભયંકર શબ્દ 'જ્યુરિસકૉનસલ્ટ' ઘાણ વાળતો. તેની કને આવતાં જ અમે થંભી જતા.

"પડ ઘુંટણીએ, ગ્રોસ પૂફ!" મને સંબોધીને પુસેં બરાડતો; અને તુરત જ મારા ભાઈનો વારો પણ આવતો; "પડ ઘુંટણીએ, ગ્રાંડ ડાડા!" હુકમ થતાં જ અમે રોતારોતા અને જ્યુરિસકૉનસલ્ટ વિશે બધું જાણવાનો મિથ્યા પ્રયાસ કરતા ઘુંટણીએ પડતા.

એ પ્રસ્તાવનાએ તો અમને કેટલી યે વાર તોબાહ પોકરાવી હતી. તેની પછી આવતા પાઠો, અલબત્ત, અમે હોંશથી શીખતા. એ તો અમારી રમતોમાં પણ ઊતરી આવતા. ઉલિયાના ચોખ્ખા

જોખતી હોય ત્યા જઈ પહોચીને અમે અમારી લાકડીઓ ત્રાજવામાં મૂકી, રોમન ઇતિહાસની ગોખેલી વાતો પરથી, "બ્રેનસ આમ જ કરતો ને ?" એમ બોલી ઊઠતા, અથવા તો, કર્ટિઅસનું અનુકરણ કરતાકરતા, ખડમાના ટેબલો અને એવી બીજી ટેકરીઓ પરથી, અમારા દેશની મુક્તિ ખાતર, ઝ પલાવતા, પણ શ્રીમાન પુને પેલી પ્રસ્તાવનાને ઝેક ભૂલતા નહિ અવારનવાર તેઓ અમને તેમાના વાક્યો બોલવા ફરમાવતા અને પેલો ક્રમબધ્ધ જ્યુગ્મિકૉનસ'ટ આવી પહોચે કે અમારે ઘુટણ વાળના પડતાં. બચપણનાં એ કડવા સસ્મરણને પ્રતાપે, મારા અને ભાઇના, બ નેના મનમા ધારાના શાસ્ત્ર માટે ઉઘાડો તિરસ્કાર વ્યાપી ગયો તેમા નવાઈ શી?

મો પુલેએ આણેલી ભૂગોળવિદ્યાની ચોપડીને વળી એકાદી પ્રસ્તાવના હોત તો અમારુ શુ થાત તે તો કોણ જાણે, પણ, સદ્ભાગ્યની વાત, ક તેના પહેલા જ વીસ પાના ફાટી ગયા હતા. (આ પરોપકારનુ કામ, ધારુ છુ કે, સર્જ ઝેગોરિકિને જ કર્યું હશે ) અને તેથી, અમારા ભૂગોળના પાઠ, "ફ્રાસમા વહેતી નદીઓમાની " એ એકવીસમા પાનાના પહેલા વાકયથી શરૂ કરવાના હતા

અમારી પર વર્તાવવામા આવતા ત્રાસનો અ ત હરવખતે ઘુટણીએ પડવાથી જ આવી જતો નહોતો એ પણ કહી નાખવુ જોઇએ ભણવાના ખડમા બર્ચની એક સોટી હતી. જ્યારે પ્રસ્તાવનાનુ ગાડુ અટકી પડતું અથવા તો સદ્ગુણ અને મર્યાદાપાલન વિશેના કોઇ સવાદ સબધી પણ એવુ જ બનતુ, ત્યારે પુને એ સોટીનો ઉપયોગ કરતો, પણ એક દહાડો તો, અમારા પર સોટીનો પ્રયોગ થતો હતો ત્યારે, શાળાના છાત્રાલયમાથી હવે ઘેર આવેલી અને અમારી નીચેના જ ખડમા રહેતી અમારી

બહેન હેલને જેવી અમારી ચીસો સાંભળી તેવી જ તે આંસુભરી આંખે બાપુના અભ્યાસખંડમાં ધસી ગઇ અને કંઈકંઈ કડવાં-ઝેર વચનો તેમને ડપકાભેર સુણાવ્યાં: "મારા ભાઇઓને તમે સાવકી માને સ્વાધીન કર્યા છે અને તેણે વળી બેઉને એક પેન્શનિયા ફ્રેંચ પડધમચીને હવાલે કરી દીધા છે. અલબત્ત" તેણે રોતાં રોતાં ઉમેર્યું "એમની ભેર તાણનાર કોઈ હવે રહ્યું નથી; પણ હું મારા ભાઈઓના આવા હાલ એક અલફાઉ પડધમચીને હાથે થતા કેમ જોઇ રહું?"

આ અચાનક આવેલ હલ્લા સામે બાપુ ઝાઝું ટકી શકયા નહિ. પહેલાં તો તેમણે હેલનને સામી ધમકાવવા માંડી; પણ આખરે, "તારા ભાઇઓ પર તને આવું હેત હોય એ સારું છે" વગેરે કહી તેને સાંત્વન આપ્યું. આ બનાવ બન્યા પછી સોટી વપરાતી તે ફક્ત પેલા મદદનીશ ટ્રેસરને કોઈ વાર મર્યાદાના પાઠ શીખવવા માટે જ.

મોં. પુલે અમારી કેળવણીને અંગેની ભારે ફરજો બજાવી રહેતા એટલે તુરત જ તેઓ જુદા માણસ બની જતા. ત્રાસદાયક પંતુજી મટીને તેઓ લહેરી ભાઇબંધ બનતા. લંચનું ખાણું પતી ગયા પછી પોતે અમને ફરવા લઇ જતા અને કેટલીએ વાર્તાઓ કહેતા. ખુશખુશાલ પંખીઓ હોયએ તેમ અમારી ગુફ-તેગો ચાલ્યા જ કરતી. ભણવામાં તો અમે એમના આણેલા ફ્રેંચ વ્યાકરણમાંનાં વાક્યરચના વિષેનાં પહેલાં થોડાં પાનાંથી આગળ વધ્યા નહોતા; પણ તે છતાં અમે ફ્રેંચ ભાષા "શુદ્ધ બોલતાં" શીખી ગયા. અમે વિચાર જ ફ્રેંચમાં કરતાં શીખ્યા હતા. અને પછી તો અમે ફ્રેંચ "શુદ્ધ લખતાં" પણ શીખ્યા. તે એવી રીતે કે માસ્તરસાહેબ દેવકથાઓની એક ચોપડીનો અર્ધ જેટલો ભાગ શ્રુતિલેખન તરીકે લખાવે અને છાપેલી ચોપડી સામી

રાખીને અમારું લખેલુ સુધાર્યે જાય—કયો સુધારો શા માટે કર્યો, શબ્દ કયો ખોટો છે અને શા માટે ખોટો છે, એ કશું જ અમને સમજાવવાની તસ્દી લીધા વગર જ.

જમ્યા પછી અમે રશિયન શિક્ષક પાસે ભણવા બેસતા. મૉસ્કો-વિદ્યાપીઠનો તે કાયદાનો વિદ્યાર્થી હતો. તે અમને જે 'રશિયન વિષયો' કહેવાતા, એ શીખવતો—વ્યાકરણ, ગણિત, ઇતિહાસ, એ બધું. પણ એ વર્ષોમાં અમારું આ શિક્ષણ કંઈ ખાસ ધ્યાનપૂર્વક ગંભીરતાથી ચાલતું નહિ. દરમિયાન, તે અમને રોજ ઇતિહાસના એક પાનાનુ શ્રુતિલેખન લખાવતો અને એ વ્યવહારૂ પદ્ધતિથી અમે ઝડપબંધ અમારી માતૃભાષા શુદ્ધિપૂર્વક લખતાં શીખી લીધી.

૩

રવિવાર એટલે અમારો સૌથી સુખી દિવસ. તે દહાડે અમો બાળકો સિવાયનું આખું કુટુંબ જનરલ ટિમોરીએફને ત્યાં જમવા જતું. અવારનવાર કોઇ રવિવારે અમારા બંને શિક્ષકો પણ સહેલ કરવા નીકળી પડતા અને તે વખતે અમારી સંભાળ રાખવાનું કામ ઉલિયાનાનું. આમ અમે સૌ એકલાં પડીએ કે તુરત ઝટપટ જમવાનું પતાવીને મોટા હૉલમાં દોડી જતાં. ત્યાં ઘરની વધારે તરુણ દાસીઓ પણ આવી પહોંચતી. પછી અમે બધાં ભેગાં મળીને જાતજાતની રમતગમતો—આંધળિયો પાટો, ગીધ અને પીલાં, ને એવીએવી—શરૂ કરતાં. એવામાં, અમારા ઘરનો "સબ બંદરકા વેપારી" જેવો, જે પૂછો તે આવડે ને જે કહો તે કરી આપે તેવો, નોકર ટિખોં પોતાનું વાયોલિન લઇને ત્યાં અચણુચ આવી ચડતો. હવે નૃત્ય શરૂ થતું. પણ તે કેવું નૃત્ય ? અમારી કેળવણીમાં પોતાનો ભાગ ભજવતું તે અતિશય માપસરનો જ ડમકો દેવરાવતું, થકવી નાખનારું, "રબ્બર મિસાલ પગ બનાવીને" કરવાનું

એવું ફ્રેંચ નૃત્યશિક્ષકે શીખવેલું નૃત્ય નહિ; આ તો હતું નિર્બંધ નૃત્ય, ભણતરના પાઠ જેવું નહિ; વીસેક જોડાંને મન ફાવે તેમ ચક્કર લેવાની છૂટ આમાં હતી. અને શરૂઆતની તૈયારીરૂપ આ નૃત્યની પછી આવતું વધારે આવેશભર્યું અને જરા ઉન્મત્ત જેવું કોસેક નૃત્ય. આ માદક નૃત્ય શરૂ થાય એટલે ટિખોં વાયોલિન આપતો પુખ્ત નોકરોમાંના એકાદને, અને પોતાના પગને તરેહ-વાર રીતે મરડતો મચડતો એવા તો ચાલાકીભર્યા ને આશ્ચર્યજનક પ્રયોગો તે વડે કરવા માંડતો, કે રશિયનોના દિલને પરમપ્રિય એવી નૃત્યલીલાનું આ દૃશ્ય નીરખવા માટે ઘરની બધી જ રસોઇયણો, ગાડીવાનો અને ખાસદારો પોતપોતાની કોટડીમાંથી હોલ પાસે આવી પહોંચતાં અને તેના બધા દરવાજાને ભરી દેતાં ત્યાં ટોળે વળીને તમાશો જોવા ઊભતાં.

રાતના નવ વાગે એટલે અમારી મોટી ગાડી કુટુંબને ઘેર લાવવા મોકલાતી. આ વખતે ટિખોં એક બ્રશ લઈ, ઘુંટણભર નીચો પડી, હોલની બધી ભોંયને ઘસીઘસીને પાછી સ્વચ્છ, ચમકતી કરી મૂકતો; તેમજ, આખા ઘરમાં પણ બધું પહેલાંની જેમ પાછું વ્યવસ્થિત કરી દેવામાં આવતું, અને વળતી સવારે જો અમારી બે ભાઈઓની સખ્તમાં સખ્ત ઉલટપાલટ તપાસ કોઇએ લીધી હોત, તો પણ આગલી સાંજના રંગરાગ વિશે હરફ સરખો અમારામાંથી એકકે જણે ઉચ્ચાર્યો હોત નહિ. અમે કદાપિ નોકરોને દગો દઈએ તેમ નહોતા, ને ન તો નોકરો અમને. એક રવિવારે તો એવું બનેલું કે હું ને ભાઈ એ સુવિશાળ હોલમાં દોડધામ કરતાકરતા ભટકાયા એક કિંમતી દીવાસહિતના ખુણિયાને. દીવાના ટુકડા થઈ ગયા. તુરત જ ઘરના બધા નોકરોની સભા ભરાઇ. એમણે કોઇએ અમને ઠપકોબપકો આપ્યો નહિ. ઊલટું, સૌએ મળીને એમ નક્કી કર્યું કે વળતે દહાડે સવારના

પહોરમાં જ ટિખાંએ ઘરમાંથી પોતાને જોખમે સરકી જઈને, બગબર એ જ નમૂનાને દીવો ખરીદી લાવવો અને તેની અસલ જગ્યાએ મૂકી દેવો. ખર્ચ ગણ્યો તો માલૂમ પડયું કે ૫ દર રૂબલ થશે; જે, નોકરોના ગજાના પ્રમાણમાં, ભારે રકમ કહેવાય પણ એ બધું છતાં દીવો ઉપર કહેલી રીતે ખરીદાયો ને ગોઠવાયો જ, અને અમારે એ બનાવ સંબંધી એક શબ્દ પણ સાભળવો પડયો નહિ.

હું એ દિવસો વિશે હવે જ્યારે વિચાર કરું છું અને આ બધાં જૂનાં સ્મરણો જાગે છે, ત્યારે મને એક બીજી વાત એ યાદ આવે છે કે, રમતવેળા નોકરોમાંથી કોઈ જ અપશબ્દ બોલતું નહિ; તેમજ, આજકાલની નાટકશાળામાં બાળકોને લઈ જઈને ગમે તેવો અલ્પશિષ્ટ કે અશિષ્ટ નાચ તેમને બતાવવામાં આવે છે, તેવું કશું જ અમારા નૃત્યમાં નહોતું. નોકરો પોતાની ઓરડીઓમાં એકલા હોય ત્યારે એઓ માંહોમાંહેની વાતોમાં અપશબ્દો વાપરતા જ. પણ અમે તો રહ્યાં બચ્ચાં—તેણીનાં બાળકો—અને તેથી બધાં અણછાજતાં વચનો કે દશ્યોથી અમને હમેશ દૂર જ રાખી અમારી ખાસ રક્ષા કરાતી.

## ૪

આજના જમાનામાં બાળકોને ઢગલાબંધ રમકડાં આપીને તેમને ગૂંચવણમાં નાખી દેવાય છે, તેવું અમારા વખતમાં નહોતું. અમારે રમકડાં નહોતાં એમ કહીએ તો પણ ચાલે. આ કારણે અમારે એ બાબતમાં અમારી શોધક બુદ્ધિ પર વધારે આધાર રાખવાનો હતો. ઉપરાંત, અમારો નાટકો અને રંગભૂમિનો શોખ એ બચપણના દિવસોથી જ કેળવાયો હતો. તે સમયના શોખીનોને આકર્ષતી તે દાલા હીરાવાળી નાટકશાળાઓમાં અમને રસ પડતો નહિ, પણ 'બાલ્લે' (રશિયન નૃત્ય) જોવા અને તે સમયની રંગભૂમિનીમહાન અધિષ્ઠાત્રી ફેની એલ્સ્લર જેવામાં મોરકો

આવતી ત્યારે તેની કલા નિહાળવા અમે—અમારું આખું કુટુંબ જતું. નાટકશાળામાં સારામાં સારી જગ્યા લેવાનો આગ્રહ બાપુ રાખતા, તે માટે છૂટે હાથે ખર્ચ કરતા અને અમે સૌ નાટકનો આનંદ પૂરેપૂરો લૂંટીએ એમ પણ ઈચ્છતા. એલ્સલરના 'સ્પેનિશ જિપ્સી ગિતાના' જેવા ખેલો તો અમે ઘેર આવીને પાછા ઘરગતુ પડદા ને બીજાં સાધનોની તથા નોકરો, શિક્ષકો, સૌની મદદથી ભજવતા પણ ખરા. અમારા એ દરેક ખેલને અંતે નરક તો આવવાનું જ. અંધારા ઓરડામાંના ટેબલ પર, પારદર્શક કાગળ પાછળની સળગતી મીણબત્તી જે ઓળા કાગળ પર પાડે, તે અમારા નરકનું દશ્ય; અને અમે ભાઈઓ ક્યાંક ખૂણે અદીઠ સંતાઈને જે ત્રાસદાયક ચીસો નાખીએ, તે અમારી ભૂતાવળ. નરકના આવા તાદશ અનુભવો અમે નાની ઉંમરે જ મેળવી લીધેલા, એટલે મોટપણે અમારા મનમાં, નરક શું હશે ને શું નહિ, એ કોણ જાણે કેવુંએ હશે, કેટલું ય ભયાનક, શાશ્વત અગ્નિએ પ્રજળતું હશે—આવીઆવી બીકો તેને વિશે રહી જ નહિ. એલ્સલર સિવાય તે યુગના મહાન નટો શેપકિન, સેડોવ્સ્કી અને બ્યુરકીના અભિનય પણ મેં જોએલા. તેમણે પણ મારી નાટકવિષયક રસવૃત્તિને ઘડીને ઓપ આપ્યો હતો. આ કારણે મને તો એમ પણ લાગે છે કે બાળકો માટેનાં કહેવાતાં મૂક દશ્યોનો વધુપડતો પરિચય તેમને કરાવાય છે, તેને બદલે માબાપોએ તેમની ખીલતી રસિકતાને પોષવા સારુ, ખરેખર સારી રીતે ભજવાતાં નાટકોમાં જ તેમને અવારનવાર લઈ જવાં જોઈએ.

પહોરમાં જ ટિખોંએ ઘરમાંથી પોતાને જોખમે સરકી જઈને, બરાબર એ જ નમૂનાનો દીવો ખરીદી લાવવો અને તેની અસલ જગ્યાએ મૂકી દેવો. ખર્ચ ગણ્યો તો માલૂમ પડ્યું કે પંદર રૂબલ થશે, જે, નોકરોના ગજાના પ્રમાણમાં, ભારે રકમ કહેવાય પણ એ બધું છતાં દીવો ઉપર કહેલી રીતે ખરીદાયો ને ગોઠવાયો જ, અને અમારે એ બનાવ સંબંધી એક શબ્દ પણ સાંભળવો પડ્યો નહિ.

હું એ દિવસો વિશે હવે જ્યારે વિચાર કરું છું અને આ બધાં જૂનાં સ્મરણો જાગે છે, ત્યારે મને એક બીજી વાત એ યાદ આવે છે કે, રમતવેળા નોકરોમાંથી કોઈ જ અપશબ્દ બોલતું નહિ; તેમજ, આજકાલની નાટકશાળામાં બાળકોને લઈ જઈને ગમે તેવો અલ્પશિષ્ટ કે અશિષ્ટ નાચ તેમને બતાવવામાં આવે છે, તેવું કશું જ અમારા નૃત્યમાં નહોતું. નોકરો પોતાની ઓરડીઓમાં એકલા હોય ત્યારે એઓ માંહોમાંહેની વાતોમાં અપશબ્દો વાપરતા જ. પણ અમે તો રહ્યાં બચ્ચાં—શેઠાણીનાં બાળકો—અને તેથી બધાં અણછાજતાં વચનો કે દશ્યોથી અમને હમેશ દૂર જ રાખી અમારી ખાસ રક્ષા કરાતી.

૪

આજના જમાનામાં બાળકોને ઢગલાબંધ રમકડાં આપીને તેમને ગૂંચવણમાં નાખી દેવાય છે, તેવું અમારા વખતમાં નહોતું. અમારે રમકડાં નહોતાં એમ કહીએ તો પણ ચાલે. આ કારણે અમારે એ બાબતમાં અમારી શોધક બુદ્ધિ પર વધારે આધાર રાખવાનો હતો. ઉપરાંત, અમારો નાટકો અને રંગભૂમિનો શોખ એ બચપણના દિવસોથી જ કેળવાયો હતો. તે સમયના શોખીનોને આકર્ષતી તે હાલા હકીરાવાળી નાટકશાળાઓમાં અમને રસ પડતો નહિ, પણ 'બાલ્લે' (રશિયન નૃત્ય) જોવા અને તે સમયની રંગભૂમિનીમહાન અધિષ્ઠાત્રી ફેની એલ્સ્લર તેવામાં મૉસ્કો

આવતી ત્યારે તેની કલા નિહાળવા અમે—અમારું આખું કુટુંબ જતું. નાટકશાળામાં સારામાં સારી જગ્યા લેવાનો આગ્રહ બાપુ રાખતા, તે માટે છૂટે હાથે ખર્ચ કરતા અને અમે સૌ નાટકનો આનંદ પૂરેપૂરો લૂંટીએ એમ પણ ઇચ્છતા. એલ્સલરના 'સ્પેનિશ જિપ્સી ગિતાના' જેવા ખેલો તો અમે ઘેર આવીને પાછા ઘરગતુ પડદા ને બીજાં સાધનોની તથા નોકરો, શિક્ષકો, સૌની મદદથી ભજવતા પણ ખરા. અમારા એ દરેક ખેલને અંતે નરક તો આવવાનું જ. અંધારા ઓરડામાંના ટેબલ પર, પારદર્શક કાગળ પાછળની સળગતી મીણબત્તી જે ઓળા કાગળ પર પાડે, તે અમારા નરકનું દૃશ્ય; અને અમે ભાઇઓ કયાંક ખૂણે અદીઠ સંતાઈને જે ત્રાસદાયક ચીસો નાખીએ, તે અમારી ભૂતાવળ. નરકના આવા તાદૃશ અનુભવો અમે નાની ઉંમરે જ મેળવી લીધેલા, એટલે મોટપણે અમારા મનમાં, નરક શું હશે ને શું નહિ, એ કોણ જાણે કેવુંએ હશે, કેટલું ય ભયાનક, શાશ્વત અગ્નિએ પ્રજળતું હશે—આવીઆવી બીકો તેને વિશે રહીજ નહિ. એલ્સલર સિવાય તે યુગના મહાન નટો શેપકિન, સેડોવ્સ્કી અને બ્યુરકીના અભિનય પણ મેં જોએલા. તેમણે પણ મારી નાટકવિષયક રસવૃત્તિને ઘડીને ઓપ આપ્યો હતો. આ કારણે મને તો એમ પણ લાગે છે કે બાળકો માટેનાં કહેવાતાં મૂક દૃશ્યોનો વધુપડતો પરિચય તેમને કરાવાય છે, તેને બદલે માબાપોએ તેમની ખીલતી રસિકતા-ને પોષવા સારુ, ખરેખર સારી રીતે ભજવાતાં નાટકોમાંજ તેમને અવારનવાર લઇ જવાં જોઈએ.

૫

# અવેજી પુત્ર તરીકે

**ત્યાર** પછીનું મારી કારકિર્દીનું જે પગલું ભરાયું, તે મને આઠમું વર્ષ ચાલતું હતું ત્યારે. પ્રસંગ કયો હતો તે મને બરાબર યાદ નથી, પણ ઘણું કરીને, પહેલા નિકોલસના રાજ્યાભિષેકના રજતમહોત્સવ વખતે એ બનાવ બનેલો. તે પ્રસંગે શાહી કુટુંબ પોતાની જૂની રાજધાની મોસ્કોમાં પધારવાનું હતું. તેને અંગે તેમના માનમાં 'ફેન્સી ડ્રેસ બૉલ' નો સમારંભ મોસ્કોવાસી અમીરકુટુંબોએ યોજ્યો હતો. આખા રશિયન મહારાજ્યમાં જે જે મુખ્ય જાત વસતી હતી—રશિયન ગ્રીક ને કોકેશિયન, મોંગોલ અને ઇરાની,—તે દરેકના પહેરવેશના નમૂના એ તરેહવાર પહેરવેશોના નાચમાં રજૂ થવાના હતા. ઘેરઘેર તેમ અમારે ત્યાં પણ એ મહોત્સવની તૈયારીઓ તડામાર ચાલી રહી હતી, કેમકે આખા ય અમીરમંડળના મનથી આ ઉત્સવ એક મહાન અને ભવ્ય પ્રસંગ હતો. હું ને મારો ભાઈ અલેક્ઝાંડર તો બહુ બાળક ગણાઈએ, એટલે અમારે 'બૉલ' માં કોઈ નવતર કપડાં પહેરીને ઊતરવાનું નહોતું પણ એક અકસ્માતને યોગે મારે તો તેમાં ભાગ લેવાનું થયું. વિલ્નો પ્રાંતના સુબા જનરલ નેઝિમોફનાં પત્ની અને પુત્ર ભારે કિંમતનાં પરિધાન સજીને નાચમાં ઇરાની રાણી તથા રાજકુંવર (જેનો કમરપટો તો ખીચોખીચ રત્નોથી ભર્યો હતો) તરીકે ઊતરવાનાં હતાં. આને માટે બધી તૈયારીઓ પૂરી થઈ ગઇ હતી, તેવામાં કુંવરસાહેબ માંદા પડ્યા. માદામ

નેઝિમોફને હવે પોતાના પુત્રની અવેજીમાં રાજકુંવરની જરૂર પડી, એટલે તેમણે પોતાનાં માનીતાં સહિયર અમારાં અપરમાને વિનંતિ કરી કે તમારા પુત્રોમાંથી એકને કુંવરનું સ્થાન સાચવવા મોકલો. આ પરથી અમને બેઉને જનરલને ત્યાં પેલો અમૂલ પોશાક પહેરી જોવા મોકલવામાં આવ્યા અને એ મને જ બરાબર બંધબેસતો આવવાથી મારી પસંદગી થઇ,

નાચને દહાડે મોસ્કોના અમીરમંડળના રાજભવનનો અત્યંત વિશાળ મુખ્ય ખંડ પરોણાઓથી ઊભરાતો હતો. તેને એક છેડે ઊંચા વ્યાખ્યાનપીઠ પર શહેનશાહ દબદબાથી સકુટુંબ ઊભા હતા. પીઠની પાછળથી નીકળી આવીને, તેના મહારાજ્યના સાઠ પ્રાંતોનાં સાઠ બાલપ્રતિનિધિઓ જેવા અમે નાનાનાના ઉમરાવ-જાદાઓ, હાથમાં પ્રાંતિપ્રાંતનાં નિરનિરાળાં રાજ્યચિહ્નો સહિતના વાવટા સાથે–મારા હાથમાં, પછીથી મેં જાણ્યું તેમ, ભુરાં સમુદ્ર-જળ ઉપર થઇને ઊડતા ગરુડવાળો, કાસ્પિયનતીરના આસ્ટ્રાખાન પ્રાંતનો વાવટો હતો–વ્યાખ્યાનપીઠની બેઉ બાજુએ આવીને ઊભા રહ્યા અને પૂર્વસંકેત પ્રમાણેની નિશાની થતાં જ, સાઠે વાવટા એકસાથે શહેનશાહની હજુરમાં અમે નમાવ્યા. આપખુદીનાં સંપૂજનનું આ દૃશ્ય ઘણું જ દમામદાર હતું. મહારાજા નિકોલસ મુગ્ધ થયા તેનાથી. મહારાજ્યનો પ્રાંતિપ્રાંત પોતાના રાજરાજેન્દ્રને આમ ભક્તિભાવે નમતો જોઈને તેમને ઊંડો, અસાધારણ સંતોષ થયો.

સલામી ભરીને અમે બાળકો ખંડના પાછલા ભાગમાં જવા માંડતા હતા, ત્યાં રાજાના પરિચારકોએ અચાનક આમતેમ કંઈક દોડાદોડ કરી મૂકી, હારમાંથી મને છૂટો પાડ્યો અને પોતાના ઝલકદાર પોશાક તથા તીરભાથાં સહિતના–મને તો અંજાવી જ નાખતા એવા–મારા મામા પ્રિન્સ ગેગારિને મને ઊંચકીને ચઢાવ્યો,

વ્યાખ્યાનપીઠ પર, નિકોલસની સંમુખ જ. શા માટે તે કોણ જાણે–આખી હારમાં હું સૌથી બટુકડો હતો તેથી; કે પછી, રૂંછડાં-વાળી ઊંચી આસ્ટ્રાખાન ટોપી નીચે ગુંચળાંદાર કેશલટોના ઘરા-('ફ્રેમ') માં જાણે જડાયલો મારો ચહેરો રમુજકારક લાગતો હશે તેથી; ગમે તેમ,–પણ નિકોલસે જ મને બોલાવી મંગાવેલો એ સ્પષ્ટ હતું. પાછળથી મેં જાણ્યું તેમ, રાજદરબારી નરનારીઓની મંડળીઓની વચ્ચે જ, મારી પર મહેરભરી નજર કરતાં તથા મારી ભણી આંગળી ચીંધીને તેણે, તે વખતે ત્રીજી વારની સગર્ભા હતી એ પોતાની યુવરાજ્ઞી મેરી એલેક્ઝાંડ્રોવિનાને કહેલું: "તારે બરાબર આવો જ કુંવર મારા ઘરમાં લાવવાનો છે, સમજી કે?" આ સાંભળીને એ બિચારી શરમથી લાલચોળ થઈ ગએલી, એમ પણ વાતો કરનાર કહેતા હતા. મને પોતાને પણ એટલું તો યાદ છે કે "તને મિઠાઈ ભાવે છે કે?" એમ ઝારે પૂછેલું અને જવાબમાં મેં જ્યારે, અમને અમારે ઘેર આ વખતે સાવ થોડાંથોડાં જ અપાતાં એ નાનકડાં રૂપાળાં મિઠ્ઠાં બિસ્કિટ માગ્યાં ત્યારે તેણે તુરત જ એક નોકરને એ લઈ આવવા ફરમાવ્યું હતું તથા મારી તે દિવસની ઊંડી ટોપીથી તેનો એક આખો નાનો ટાટ ઠાલવવામાં આવ્યો હતો.

પછી થોડી વારે અમે સૌ બહારના ખંડમાં ગાડીની વાટ જોતાં ઊભાં હતાં ત્યાં અમારાં સગાં મને વિંટળાઇ વળી ચૂમતાં-ચૂમતાં ને મારા ગાલ પસવારતાં હુલામણે નામે મને સંબોધીને ઉત્સાહથી કહેતાં હતાં: "પેટ્યા, તું તો મહારાજનો 'પેજ'[૧] બન્યો હવે." તેનો મેં જવાબ આપેલો: "હું કંઈ પેજ–બેજ નથી. મારે તો હવે ઘેર જવું છે ને આ બિસ્કિટમાંથી સાશાનો (ભાઈનો)

૧. 'પેજ'=રાજાઓ અમીરો વગેરે મોટાં કુળમાં માનવંત અંગત સેવક તરીકે રખાતો ઊંચાં ખાનદાનનો કુમાર

ભાગ પાડવો છે હજી. ” આ બધું મને સાંભરે છે. એ ઢગલામાંથી મેં સાશાને ભાગે ઝાઝાં બિસ્કિટ આવવા દીધેલાં કે નહિ એ તો કોણ જાણે, પણ મને આટલું તો બરાબર યાદ છે કે, નાચપાર્ટીમાં બનેલી બધી વાત મેં તેને ઘેર આવીને કહી ત્યારે તેણે મને છાતીસરસો ચાંપ્યો હતો.

તે દહાડે હું રાજાની આંખે ચડ્યો તેથી બાપુ તો ખુશખુશ થઇ ગયા અને હવે રાજદરબારમાં દીપવાની મારી ઝળહળતી કારકિર્દીનાં સ્વપ્નો જોવા લાગ્યા. અપર મા બોલ્યાં: “એ તો મેં તેને ‘બોલ’માં એ ગયો ત્યારે આશિષ આપેલા, તે જ ફળ્યા, હોં.” માદામ નાઝિમોફ પણ ખૂબ રાજી થયાં અને એ જ યાદગાર પોશાકમાં મને પડખે રાખીને પોતાની છબિ ચિતરાવી.

મારો મોટો ભાઇ નિકોલસ ક્રોપોટકિન તો મોસ્કોના કિશોર ચમૂ ( ‘ કેડેટ–કોર ’ ) માં હતો જ; હું હવે રાજપરિચારક કુમારોની ચમૂ ( ‘પેજ–કોર’ ) માં ઉમેદવાર થયો; અને વચેટ ભાઈ અલેક્ઝાંડરને પણ પહેલાં એક કસ્બાના શહેર ઓરેલના, તથા ત્યાંથી ઘણા શ્રમ ને ધનના વ્યય બાદ મોસ્કોના, કિશોર ચમૂની શાળામાં દાખલ થવું પડ્યું. દરેક અફસરના દરેક સશક્ત પુત્રે લશ્કરમાં જોડાવું જ જોઇએ એવા શહેનશાહના આગ્રહનું આ સઘળું પરિણામ હતું. અમે ત્રણે આમ અફસરો થવાના એ વિચારે બાપુને ઘણો જ આનંદ થયો હતો.

૬

# 'જીવ'માલિકોનાં જીવન

એ જમાનામાં એવો રિવાજ હતો કે દરેક જાગીરદાર કેટલા 'જીવ' નો માલિક છે, તે પરથી તેની દોલતનો આંક મુકાતો. આટલા 'જીવો' એટલે આટલા પુરુષ-ગુલામો ('સર્ફ્સ'). સ્ત્રી-ગુલામો તો એ બાબતમાં ગણતરીમાં લેવાતી જ નહિ. આ હિસાબે મારા પિતા દોલતમંદ ગણાતા. કેમકે તેઓ એકૂતો અને બીજા બધા મળીને બારસો જીવના માલિક હતા. આટલા તાલેવંત તરીકેના પોતાના મોભા અને નામનાને શોભે તેવું જીવન તેઓ જીવતા. અમારી એ મોભાદારીને લીધે અમારે ત્યાં ગમે તેવી મોટી સંખ્યામાં મહેમાનો ભેગા થઈ શકતા અને તેથી અમારા કુટુંબકબીલા તથા પુષ્કળ જ નોકર-ચાકરો સહિતનો મોટો ઘરખટલો અમે જમાવ્યો હતો અને નિભાવી રાખતા.

અમારા કુટુંબપરિવારમાં માણસો તો સાધારણ રીતે આઠ ને વધુમાં વધુ બાર હતાં. પણ એટલાં વચ્ચે બે મોસ્કોના ઘરમાં પચાસ અને જાગીરના ગામડાને ઘેર પચીસેક નોકરો અમે કાયમ નિભાવતા. એ બધું જરા ય વધુપડતું ગણાતું નહોતું. અમારા ડઝન ઘોડાની દેખરેખ રાખનાર ચાર કોચમેન; ત્રણ રસોઇયા અમારા ને બે નોકરોના; ખાણાના ટેબલે અમારી બાર જણની તહેનાતમાં હાજરાહજુર ઊભતા બાર ખાસ જુદા હજૂરિયા; અને આવડા મોટા ઘરના પરચુરણ કામકાજ માટે તો જરૂરની જ

એવી, અસંખ્યની સંખ્યાએ એમની ઓરડીઓમાં જાણે ઊભરાતી બાઈઓ અને છોકરીઓ—આના કરતાં નાના નોકરજૂથથી અમસરખાં અમીરને ચાલે જ કેમ?

જથ્થાબંધ નોકરો જમાવવા ઉપરાંત દરેક જાગીરદારના જીવનની એક વિશેષ મહેચ્છા એ હતી કે ઘરમાં જોઈતી–કરતી દરેક વસ્તુ તે પોતાને ત્યાં બનાવરાવે તો જ પોતાની મહત્તાને માથે કળશ ચઢ્યાની ખાતરી તેને થાય. પિયાનોના સૂર–સુધારક અને કંદોઇથી માંડીને દરજી, સુતાર, મોચી—એમ દરેક જાતના કારીગરને તે પોતાના અંગત ઉપયોગ માટે રોકતો અને તેવા કારીગરનાં છોકરાંને પણ, તે ધંધાનાં કામો શીખવા શહેરમાંનાં કારખાનાં કે દુકાનોમાં ઉમેદવાર તરીકે મોકલવામાં આવતાં.

બીજા જાગીર ભોગવનારાઓને નહોતો પણ અમારા બાપુને તો બેંડવાજાનો પણ ભારે શોખ હોવાથી, ઘરના દરેક પુરુષ–નોકરની ફરજ હતી કે બેન્ડમાં ખપ લાગે તેવું કોઇ ને કોઇ વાજીંત્ર તેને વગાડી જાણતાં આવડવું જ જોઇએ. બાપુ જે દિવસે ક્લબમાં ન ગયા હોય અને સાંજનું ખાણું ઘેર જ લેવાના હોય તે દિવસે, કે અમારે ત્યાં 'ઇવનિંગ પાર્ટી' હોય ત્યારે આ બાર પંદર ચુનંદા સંગીતવેત્તાઓ પોતપોતાના મોટા કે નાના વાદ્યના મીઠા સરોદથી સૌનું મનરંજન કરતા. વાદ્યવીરોની આ મંડળી પડોશમાં પણ સારી રીતે જાણીતી થઈ હતી. કોઇને ત્યાં નાચપાર્ટીનો કે એવો પ્રસંગ હોય ત્યારે—મોસ્કોમાં તો ખરું જ, પણ ખાસ કરી, અમે ગામડે હોઇએ ત્યારે—તે મંડળીની સેવાઓની માગણી બાપુ પાસે થતી. બેન્ડ વાપરવા ઇચ્છનારે એમની પોતાની પરવાનગી માગવી પડતી. પરવાનગી તેઓ ખુશીથી આપતા અને લોકો પોતાનું બેંડ માગવા વારંવાર આવે છે એ જોઇને તેમને સંતોષ થતો.

અને બેન્ડ વાસ્તે જ નહિ, હરકોઈ બાબતમાં એમની મહેરબાની મંગાય એ તેમને ઘણું ગમતું. માગનારને પોતે હમેશાં

પૂરા ઉત્સાહથી મદદ કરતા. સામા માણસને પોતે કદી દીઠો પણ ન હોય છતાં, તેનું કામ કરી આપવા માટે ગમે તેટલા ભલામણપત્રો — એમની પોતાની જ કોઇ અનોખી શૈલીમાં લખાયલા, અર્ધ-અમલદારી, અર્ધ-રમુજી પત્રો—લખતાં કે બીજી રીતે પોતાની વગ પહોંચાડતાં, તેઓ કદી થાકતા નહિ. આવી કોઇ બાબત જેમ વધારે મુશ્કેલીભરી, તેમ તેઓ વધુ પરિશ્રમ કરતા અને ધાર્યું કામ પાર ઉતાર્યે જ જંપતા.

પોતાને ઘેર ખૂબ પરોણા આવે એ પણ તેમને બહુ ગમતું. દોસ્તો અને બેલીઓ તેમનો આ સ્વભાવ સારી રીતે જાણી ગએલા, તેથી સાંજના સાત વાગે ખાનો વખત થાય એટલે (ખાણું ચાર વાગે લેવાઈ ગયું હોય) એ સૌ એક પછી એક આવીને બેસતા. આ રીતે, એ પહોરે અમારે ત્યાં—ને વધુ તો, હેલનબહેન છાત્રાલયમાંથી ઘેર આવીને રહી ત્યારથી—મહેમાનોનો ઠીકઠીક ભરાવો રહેતો. ખાવાપીવાનું પત્યા પછી સ્ત્રીઓ પિયાનોરૂમમાં જતી અને પુરુષો જુગારખંડમાં. પત્તાંનો જુગાર ત્યાં ખેલાતો ને તેમાં બાપુ હરહમેશાં પૈસા ખોતા જ. પણ, જ્યાં ભારેભારે રકમોની જ હોડ બકી શકાતી, ત્યાં ઇંગ્લિશ ક્લબમાં પોતે જે મોટી રકમો ખોઈ આવતા, તેને મુકાબલે ઘરમાંના આ જુગારની ખોટ થોડી જ કહી શકાય.

આમ ખાણીપીણી, રમતગમત અને નાટારંગમાં પૈસો પાણીની જેમ વહી જતો છતાં અમારી જરૂરતોના રોજીંદા ઘર-ખર્ચમાં એવું ચીસાપણુ ચાલતું કે હું તેની વિગતો આપવા માંડું તો કોઈ તે સાચી માને પણ નહિ. પરંતુ અમારા વડીલનું આવું વલણ લોકોમાં ઘણું પંકાતું. લોકો કહેતા "ક્રોપોટકિનકાકા ઘરમાં તો દમડીએ દમડી કસીને વાપરે છે, પણ પોતાના જેવા અમીરજાદાએ વહેવાર કઈ રીતે સાચવવો ઘટે એ તો પાછા ખૂબ સમજે છે, હોં"

અમારા લત્તાની શાંત અને સ્વચ્છ શેરીઓમાં આવું જીવન જીવનાર જ સૌથી વધુ માન પામતા. કોઈકોઈ તો એ રીતે જીવવા જતાં, પોતાની ઠેકડી જાણે પોતે જ કરાવતા. જેમ કે, અમારા પડોશી જનરલ ટી—. તેઓ રહેતા તો ઘણા ભપકાથી, પણ દર સવારે એક રમુજી દૃશ્ય એમના ઘરમાં ભજવાયા વિના રહેતું નહિ. શિરામણી થઈ જાય એટલે એ બુઢ્ઢો જનરલ પોતે, આજે જમવાનું શું શું રાંધવું તેનો હુકમ ચુંગી ફૂંકતાફૂંકતા આપે. તે રોજ ફરતીફરતી વાની બનાવવાનું રસોયાને ફરમાવે, જે માટેનું એકે શાક કે ફળ ઓછી કિંમતમાં આવે તેવું ન હોય. પછી રસોયો માલ લેવા બજારમાં જવા તૈયાર થાય ને પૈસા માગે, ત્યારે જનરલ કહેશેઃ "છ શિલિંગ બસ થશે ને?" પેલો ખર્ચ ગણાવી કહેઃ "પાઉંડથી ઓછું નહિ પણ વધુ ખરું." આટલી વાત પછી બંને વચ્ચે એ રકમ નક્કી કરવા ખૂબ હોંસાતુંસી ચાલે અને અંતે સાડાચૌદ શિલિંગની રકમે સમાધાની થાય; અને તે પણ, વળતે દિવસે ત્રણ શિલિંગમાં જ બધું પતાવવું એવી ચોખ્ખી સમજણ બંને પક્ષે થઇ ગયા પછી જ. ત્યાર બાદ, પોતે બહુ અચ્છું સારું ઠોક્યું છે એમ મનમાં મલકાતામલકાતા, જનરલ પોતાની નાનીશી 'સ્લેજ' ગાડીમાં બિરાજીને શહેરની સૌથી ફૅશનેબલ દુકાનો ભણી સિધાવે તથા ત્યાંથી મડમસાહેબને માટે મોંઘાંદાટ સેંટઅત્તરની શીશીઓ ખરીદે તથા દીકરીને માટે "બહુ જ સાદા" પણ બહુ જ મોંઘા મખમલના ઝભ્ભાની વરદી પણ આપતા આવે.

અમારાં બધાં સગાં—જેમાંનો મોટો ભાગ પિતૃપક્ષનો હતો—બરાબર આ રીતે જ જીવન ગુજારતાં. તેમનામાંથી કોઈમાં કદી નવીન ભાવના જાગતી, તો તે સામાન્યતઃ ધાર્મિક આવેશને રૂપે પ્રગટતી. આમ, એક પ્રિન્સ ગેગારિન જેસુઇટ પંથમાં ભળ્યા હતા અને ( એવામાં સૌ કહેતા તેમ ) "મૉસ્કોભરમાં" તે

બનાવથી ખળભળાટ મચ્યો અને ગુસ્સો વ્યાપ્યો હતો. એક બીજો અમીરપુત્ર સાધુ બની મઠવાસી થયો હતો અને કેટલીક વૃદ્ધાઓ ધરમઘેલી ભક્તાણીઓ બની ગઈ હતી.

આ બધામા અપવાદરૂપ એક જ પુરુષ હતો. તેને આપણે પ્રિન્સ મિસ્કીં તરીકે ઓળખીશુ તો ચાલશે. તેણે જુવાની સેંટ પીટર્સબર્ગમા લશ્કરી અમલદાર તરીકે વીતાવી હતી તેને હવે પોતીકા દરજીઓ કે સુતારો રોકવામા, ભાઇબંધ ઉમરાવોની જેમ, રસ પડતો નહિ, કેમકે તેનુ આખુ ઘર અર્વાચીન સજાવટના નમૂના પર, તૈયાર આણેલી વસ્તુઓને ધોરણે ચાલતુ, તેમ જ, તે સ્ત્રીઓ સિવાય કોઈની સાથે જુગાર પણ રમતો નહિ. પણ તે જબરો ખાઉધરો હતો. વિશેષે કરીને તો, લેન્ટ અને ઈસ્ટરના તહેવારોમા તેની ભૂખ કોઈ અજબ પ્રમાણમા ઊઘડતી. રશિયાના એ સૌથી પૂજ્ય ને આનદકર તહેવારોના ‘પેશન–વીક’ અઠવાડિયામા જ્યારે અમારા ઘણાખરા દેશભાઈઓ માસમચ્છી કે ઇંડા, એવુ કશુ ન ખાય, સ્ત્રીઓ તો કેટલીક ઉપવાસ જ કરે, ત્યારે આ ભાઈસાહેબને, એ દિવસોમા જેટલી જેટલી ઊંચી અને કિંમતી માછલીઓ, પૃથ્વીને છેડેથી પણ આણીઆણીને પીટર્સબર્ગના બજારોમા વેચાતી હોય, તે રાધી ખાવા જોઈએ. તેની પત્ની અને બે પુત્રીઓ મોડી રાત લગી દેવળોમા ઇસુ ખ્રિસ્તની પવિત્ર યાદમા, તેના અદ્ભુત સ્વાર્પણથી મુગ્ધ અને ખિન્ન બનીને પ્રાર્થનાઓ કરતી હોય, એ આખો દિવસ સૂકી રોટલીના બટકા પર જ રહી હોય, ત્યારે એમના આ ગૃહદેવને ભાતભાતના મિષ્ટાન્નો અને સ્વાદિષ્ટ મચ્છીઓની પ્રસાદી ઉડાવવા જોઈએ.

આ બધાનું પરિણામ એ થયુ, કે પ્રિન્સ મિસ્કીં પોતાની ગજાવર દોલતને અક્ષરશઃ ખાઈ જ ગયા. તેમનું ભપકાદાર ઘર

અને સરસમોટી જાગીર વેચાઇ ગયાં. વળી, ઘડપણમાં રહેવા-પૂરતું એકાદ ઘર સુદ્ધાં પોતાનું રહ્યું નહિ એટલે ધણીધણીઆણીને પોતાનાં સંતાનો જોડે જઇને વસવું પડ્યું.

જ્યારે રશિયામાં ગુલામોને છૂટાપણું બક્ષવામાં આવ્યું ત્યારે જૂના રાવતપરામાંનાં ઘણાંખરાં કુટુંબો આમ એક યા બીજી રીતે ખુવાર થઈ ગએલાં હતાં, એમાં અચરજ પામવા જેવું કશું નથી. પણ, એ ભાવિ પ્રસંગો મારે આ રીતે હમણાંથી સરવી દેવા ન જોઈએ.

૭

# જાગીરગામ નિકોલ્સ્કોય

૧

અમારા મોટા ઘરખટલા માટેની બધી ખાધાખોરાકીની ચીજો જો મોસ્કોનાં બજારોમાંથી જ ખરીદીને આણવાની હોત, તો તો અમારે ત્યાં રખાતા હતા તેટલા ટોળાબંધ નોકરો રાખવા એ તદ્દન પાયમાલ થવાનો જ ધંધો નીવડે તેમ હતું. પણ ખેડૂત-પ્રજાની ગુલામીના એ જમાનામાં આવી બાબતોની વ્યવસ્થા બહુ સહેલાઇથી થઇ શકતી. શિયાળો બેસે એટલે બાપુ પોતાને ટેબલે બેસીને એક લિફાફો આમ લખી કાઢતાઃ

"કલુગા પ્રાંતમાં, જિલ્લે મેશોવ્સ્ક, સિરેના નદીને તીરે આવેલી અમારી જાગીર, મોજે નિકોલ્સ્કોયના કામદાર જોગ, જુદીજુદી પદવીના કર્નલ અને કમાંડર એવા પ્રિન્સ એલેક્સાય પેટ્રોવિચ ક્રોપોટકિન તરફથી.

"તને હુકમ કરવામાં આવે છે કે તને આ મળે કે તુરત અને શિયાળાને બરનો બધો રસ્તાવહેવાર બરાબર પાકો

થઈ જાય એટલે, મોસ્કો શહેરમાં આવેલા મારા ઘરમાં તારે ખેડૂતોનાં પચીસ માલગાડાં ભરીને મોકલવાનાં છે; દરેક ગાડાને બબ્બે ઘોડા જોડવા, જેમાંનો એકેક ઘોડો એકેક ખેડૂઘરમાંથી અને એ દરેક ઘરવાળાની પડખેના ઘરમાંથી એકકું ગાડું ને એકેકો માણસ, એ રીતે લેવાનું; ગાડામાં તારે (અમુક) મણ ઓટ[1], (અમુક) મણ ઘઉં અને (અમુક) મણ રાય[1] મોકલવા; ઉપરાંત, આ શિયાળે હલાલ કરવાં ઠરાવ્યાં હોય તેટલાં કુકડાંબતકાં પણ કાપી, તેને બરફમાં સારી રીતે ઠારીને મોકલવાં; આ બધું ખૂબ કાળજીથી, અકબંધ પૅક કરીને તેમજ વસ્તુઓની પૂરેપૂરી યાદી સહિત, તથા સંભાળપૂર્વક પસંદ કરેલ ખાતરીના માણસની દેખરેખ હેઠળ મોકલવાનું છે;"

આમ ને આમ, પૂર્ણવિરામ આવે ત્યાં સુધી, બીજા બે કાગળો તેઓ આવી ને આવી જ વિગતોથી ભરતા. અને પછી છેવટમાં, આ બધો ફરમાસુ માલ જો મોસ્કોની અમુક શેરીના અમુક નંબરવાળા ઘરમાં ઠરાવેલે વખતે અને તદ્દન સારી સ્થિતિમાં આવી પહોંચશે નહિ તો કામદારને જેટલીજેટલી સજાઓ કરવાની હતી, તેટલી બધીની તપસીલ એ પત્રમાં આપવામાં આવતી.

નાતાલનું ટાંકણું પાસે આવે તેવામાં એક દહાડો અમારા વંડાના મોટા ચોગાનમાં માલથી લાદેલાં એ પચીસ ગાડાં હુકમ પ્રમાણે સાથે જ દાખલ થતાં અને તે સર્વથી લગભગ આખું ચોગાન ભરાઇ જતું.

"ક્રોલ!" આ મહામોટા બનાવના સમાચાર જોવા બાપુને પહોંચે તેવા જ તેઓ બૂમ પર બૂમ પાડવા લાગતા. "કિયુષ્કા! યેગોર્કા! ... ગયા ક્યાં બધા? બધુંય ચોરાઈ જવાનું. ક્રોલ! જા જા,

૧. એ નામનાં ધાન્ય છે.

ઓટ સંભાળ તું. ઉલિયાના! તું જઇને મરઘાંબતકાંનો કબજો લે. ફિયુંષ્કા, તું જા બાઇસાહેબને બોલાવ."

હુકમો છૂટતાં જ આખા ઘરમાં ધમાલ મચી રહેતી અને નોકરો બિચારા દિવાનખાનામાંથી વંડામાં ને ત્યાંથી પાછા દિવાનખાનામાં હાંફલાફાંફલા હડીઓ કાઢવા મંડી જતા.

કેટલાક નોકરો એ વખતે માલ ઉતારવાનું કામ કરતા, પણ બાકીના તો અમારી દાસીઓને રહેવાની ઓરડીઓ ભણી દોડતા ને નિકોલ્સ્કોયથી ખેડૂતોએ આણેલા એ બધીઓનાં સગાંવહાલાંના ખબરઅંતર પહોંચાડવાની ફરજ બજાવવામાં રોકાઈ જતા. એક દાસીને કહેશે "તારો ભાઇ પાચા નાતાલ વીત્યે પરણવાનો છે, હોં." તો બીજીને જણાવેઃ "આનાકાકી બિચારાં દેવલોક પામ્યાં છે." કેટલીક દાસીઓ પર ગામડેથી કાગળો પણ આવ્યા હોય. એ વંચાવવા તેઓ ચોરીછુપીથી, અમારા શિક્ષકો એ વખતે વિદ્યાપીઠમાં ગયા હોવાથી, મારા ખંડમાં આવતી. ભોળાં દોલાં ગામડીઆંના એ કાગળો હું તેમને વાંચી આપતો. દરેક કાગળ, "તમારાં બાબાપુના જુગોજુગ અમર તપે એવા આશરવાદ વાંચવા" એ શબ્દોથી શરૂ થાય; પછી તેમાં નવલવિશેષ કહાવ્યા હોય કે, નવનવ વર્ષ થયાં સંધિવાથી પીડાતાં માસીબાને હજી યે જેમ ને તેમ જ છે; તારો પિતરાઈ હજી પરણ્યો તો નથી, પણ ઇસ્ટર પછી પરણવાની આશા કરે છે; સ્ટેપાનિડા–ફોઈની ગાય 'ઓલ સેન્ટ્સ ડે'ને દહાડે મરી ગઈ છે...વગેરે. પછી બે પાનાં ભરીને દાસીનાં બહેનભાઈઓ, કાકાકાકીઓ, મામામાસીઓ, માસી ને ફોઇ ને ભાણેજરાં–એમ સકળ પરિવારના યથાઘટિત પ્રણામ આશીર્વાદ કે પાયલાગણું પાઠવ્યાં હોય. આવા પત્રો વાંચવા એ નહિ તો તો બહુ એકસરું કામ બની જાય, પણ કાગળ વંચાતો જાય તેમતેમ, તેમાંની હકીકત પરથી, સાંભળનારી વચ્ચેવચ્ચે

સમભાવ દયા કે આનંદના ઉદ્દગાર કાઢતી જ હોય, તેથી કંટાળો જરા ય ન આવતો. ઊલટી એ લોકો માટે લાગણી થતી. તે દરેક દાસી મારી પાસે વળતો જવાબ લખાવતી અને હું બરાબર એવી જ શૈલીના જવાબો સૌને લખી આપતો.

બધાં ગાડાં ખાલી થઈ જાય, એટલે દિવાનખાનું ખેડૂતોથી ભરાઇ જતું. શરીરે પહેરેલાં ઘેટાંનાં આમડાંની ઉપર પોતપોતાના સારામાં સારા ડગલા પહેરીને તેઓ આવતા, અને, જિલ્લામાં ક્યાં હિમ પડે છે કે હવે પછીનો પાક કેવો નીવડવા આશા છે, એ વિષે વાતચીત કરવા બાપુ તેમને પોતાના ખંડમાં બોલાવે ત્યાંસગી તેઓ દિવાનખાનાના આગલા ભાગમાં જ ઊભતા. દિવાનખાનાની ચકચકિત ફરસબંધી લગી પોતાના ભારેભારે બૂટ પહેરીને આવવાની હિંમત તેમને જવલ્લે જ થતી. થોડાક વળી એક લાકડાના બાંકડાની કોર પર બેસવાની હામ ભીડતા, પણ સૌ જ ખુરસી વાપરવાની ઘસીને ના પાડતા. બાપુના ઓરડામાં જે કોઇ દિવાનખાનામાં થઇને આવ-જા કરે, તેની તરફ ભયભીત નજરે જોતાજોતા ખેડૂતો આમ કલાકોના કલાકો સુધી બેસી રહેતા.

એ દિવસે મોડેથી—પણ ઘણે ભાગે તો બીજે દહાડે સવારે— મને છાનીમાની ખબર અપાય કે ગામડેથી અમારી આગલી આયાઓ વેસેલિસા અને આનાએ અમો બંને ભાઇઓ માટે કંઇક મોકલ્યું છે એ મારે ઝટઝટ નીચે દિવાનખાને જઇને લઇ આવવું. હું જાઉં એટલે સંપેતરું લાવનાર એ મોટીમોટી ભરાવદાર દાઢીમૂછવાળા માયાળુ ખેડૂતો—અતિશય ઠંડીમાં રહેવાથી એમના મોંની ચામડી ફાટી ગઈ હોય; ઉપરનીચેનાં વાળનાં વન વચ્ચેથી, તેઓ સ્મિત કરતા મને સત્કારે ત્યારે, સફેદ મજાના દાંત ચળકી ઊઠતા હોય-મંઝાળથી સુતરાઉ પચરંગી રૂમાલમાં વિંટેલાં અને વસ્ચે જ જતા હિમમાં લાંબી મુસાફરી કરતાંકરતાં પણ મહા-

સુરંકેલીએ પોતાની છાતીએ દાબી રાખી જેને બનતી બધી ગરમી પોતે આપેલ હોય એવાં કેક, એપલ વગેરે તેઓ મને આપતા. હું તે શરમાતોશરમાતો લઉં. જવાબમાં શું કહાવવું તેની મને કેમે સૂઝ પડે નહિ. આખરે "વેસેલિસાને કહેજો હું તને બચ્ચીઓ ભરું છું—ને આનાને પણ, ભાઇની વતી." આવું કંઇક હું બોલી જતો. એ સાંભળીને, વિશેષ સ્મિતથી પ્રફુલ્લ બનતો તે દરેક ખાવાનું લાવનાર ઉમળકાભેર ઉત્તર વાળતો : "કહીશ કહીશ, જરૂર કહીશ."

એવામાં અચાનક, બાપુના ઓરડા પાસે આ બધો વખત નજર રાખ્યા કરતો નોકર મારી પાસે આવીને કાનમાં કહેતો: "જાઓ, જલદી ઉપર દોડચા જાઓ. બાપુ હવે અબઘડી બહાર નીકળવા જોઈએ; ને રૂમાલ અહીં મોકલી દેવાનું ભૂલતા નહિ, એ પાછો લઇ જવાનો છે."

મારા ઓરડામાં, એ ખાલી કરેલા ઝળી ગએલા રૂમાલની હું ઘડી વાળતો હોઉં ત્યારે વેસેલિસાને કંઇક મોકલવાની કેવી ય ભારે હોંશ મારા મનમાં થઈ આવતી. પણ શું મોકલું? અને ક્યાંથી? મોકલવા માટે રમકડું સરખું મારી પાસે હતું નહિ; અને ખિસ્સાખર્ચ તો અમને કદી અપાયો જ નથી.

૨

અમારા સૌથી સુખી દિવસો, અલબત્ત, અમે ઉનાળો ગામડે ગાળતા, તે સમયમાં હતા. ઇસ્ટર અને વ્હિટસન ટાઇડના તહેવારો વીતે, તેવાં જ અમારાં મન નિકોલ્સ્કોય ભણી દોડતાં. પણ ત્યાં જવાનો દિવસ આઘો ને આઘો જ ઠેલાયા કરતો— નિકોલ્સ્કોયનાં લિલેકનાં ફૂલ ખીલીને કરમાઇ જાય ત્યાં સુધી. અમારે નીકળવામાં થતી ઢીલનું કારણ એ હતું કે, કોઈ પાર વિનાનાં કામો બાપુને શહેરમાં રોકી રાખતાં. આખરે, પાંચછ મોટાં ખેડૂતોનાં ગાડાં અમારા વંડામાં આવીને ઊભાં રહેતાં, અમારે

બેસવાની મોટી પુરાણી ગાડી અને બીજી ગાડીઓને પણ તબેલા-માંથી બહાર કાઢી, ઝડીઝાપટીને તપાસવામાં આવતી તથા સામાન પૅક થવા માંડતો. બીજા કોઈની પણ પહેલાં અમે અમારી ચોપ-ડીઓ સ્લેટો અને હાથબનાવટનાં રમકડાંના બચકા બાંધતા. તેને માટે, પાઠની વચ્ચેવચ્ચે, અમુક ચોપડી સાથે લેવી કે નહિ તે અમે માસ્તરોને પૂછવા માંડતા.

કેટલીય મહેનત પછી બધું તૈયાર થઈ શકતું. ગામડે લઈ જવાના અમારા રાચરચીલાથી ગાડાં ભરચક ભરાતાં. તેમાં બીજા બધા માલ ઉપરાંત, રસોઈનાં મોટાંમોટાં વાસણો અને અસંખ્ય જેટલી મોટી ખાલી કાચની બરણીઓ (જેમાં ભાતભાતનાં અથાણાં ભરીને પાનખરમાં એ પાછી શહેરમાં લાવવાની હતી તે) ખાસ ધ્યાન ખેંચતાં. ગામડેથી ગાડાં લઈને આવેલા અને હવે ઘેર જવાને અધીરા થતા ખેડૂતો દરરોજ સવારે કલાકો સુધી દિવાન-ખાનામાં આવીને, કૂચ કરવાના હુકમની વાટ જોતા બેસતા. પણ હુકમ એમ ઝટ લઈને શાનો મળે? બાપુ તો આખું ય સવાર પોતાના ખંડમાં બેઠાબેઠા લખ્યા કરે અને રાત્રે ઘરમાંથી અલોપ થઈ જાય. અંતે અમારાં અપરમાએ વચ્ચે પડવું પડતું, કેમકે એમની દાસીએ જેમતેમ કરીને એમને ખબર પહોંચાડવાની હિંમત કરી હોય કે, ગામડે જઈને, સૂકું ઘાસ તૈયાર થઈ ગયું હશે તે કાપીકાપીને ભરી લેવાનો વખત ઝપાટાબંધ પાસે આવતો હોવાથી, હવે તો ખેડૂતો વહેલાવહેલા ઘેર પહોંચી જવા ઘણા જ અધીરા થયા છે.

વાત આટલે સુધી પહોંચે તેને બીજે દિવસે બપોરે બાપુ ઘરખટલાના વડા વહીવટદાર ફ્રોલને અને બેન્ડટુકડીના પહેલા વાયોલિનવાદક મિખાએલ એલીએફને પોતાની હજુરમાં તેડાવીને, નાનામોટા મળીને પચાસ 'જીવો'–નોકરોના રસાલા સાથે તે લોકોએ ઊપડવાનું હોય તે બધાની યાદી, વાટખર્ચીનાં ત્રાંબા-

નાણાંની થેલી તથા પૂરેપૂરી વિગતવાર–મોંની તેમજ લેખી–સૂચનાઓ તેમને આપે. કૂચનો લેખી હુકમ એલીએફને અપાતો: તેમાં લખ્યું હોય કે, અહીંથી ૧૬૦ માઈલ દૂર આવેલ અમારી જાગીર નિકોલ્સ્કોય લગી આખા કાફલાને વખતસર અને સહીસલામત પહોંચાડવાની જવાબદારી તારી છે; અમુકઅમુક દહાડે અમુક-અમુક ગામડાંમાં ખાધાખોરાકી લેવા કે રાત ગાળવા તમારે મુકામ કરવાનો છે; રસ્તામાં કોઈ નોકર પીધેલ બને કે નાફરમાન થાય, તો ત્યારપછી આવે તે લશ્કરી થાણાના ઉપરીને ફરિયાદ કરીને તેને તારે ફટકા મરાવવા ... ... વગેરે.

બીજે દહાડે સવારે ઠરાવેલે ૭ વાગ્યાને વખતે નહિ પણ દશે–નિયમિતપણું એ રશિયન પ્રજાનો ગુણ નથી; (સાચ્ચા રશિયનોને તો એ અરસામાં આમ બોલી સંતોષ લેવાની ટેવ હતી: "પાડ પ્રભુનો કે આપણે જર્મનો જેવા કડકાબાલુસ નથી, વખતની બાબતમાં.")–ગાડાં અમારે ત્યાંથી છૂટે. મરદ–નોકરોએ તો આખી મુસાફરી પગપાળા જ કરવાની હોય. માત્ર છોકરાંને, નાહવાના ટબમાં, મોટી છાબડી કે કંડિયામાં બેસાડીને ગાડામાં ગોઠવવામાં આવતાં; સિવાય, કેટલાંક બૈરાંને ગાડાની કોર પર અવારનવાર બેસીને પહોરો ખાવાનો મળતો. મોરકો છોડતાં લગી તો એ સૌએ હારબંધ ગોઠવાઇને શિસ્તથી જ કૂચ કરવાની હતી. પણ એક વાર રસ્તે પડ્યાં એટલે (બેએક દિવસ પાછળથી નીકળેલા અમે તેમને પકડી પાડતા ત્યારે અમે જોતા તે પ્રમાણે) તેઓ તાલેવંત જમીનદારનાં નોકરો કરતાં, રખડતા જિપ્સી–ટોળા જેવાં બેફિકર આનંદી અને સ્વેચ્છાચારી થએલાં વધારે લાગતાં. અમારી પડોશનું દરેક કુટુંબ એ સમયમાં આવી રીતે શહેર છોડી ગામડે જઇને વસતું.

ગાડાં ગયા પછી પણ ચારપાંચ દહાડા અમારે અમારા સૌના કૂચહુકમની વાટ જોવી પડતી. ત્યાં લગી બાપુ જાગીરોના

કામકાજ વિષેની લાંબીલાંબી આજ્ઞાપત્રિકાઓ લખ્યા કરે ને મારે એ બધીની નકલ એક મોટા ચોપડામાં ખંતથી કર્યે જવાની હોય. આખરે, "પ્રિન્સેસ ક્રોપોટકિન, તે કર્નલ અને કમાન્ડર પ્રિન્સ એલેક્સાય પેટ્રોવિચનાં ધર્મપત્ની" એમને ઉદ્દેશીને લખાયલો અમારે માટેનો હુકમ બહાર પડે અને અમે સૌ હૉલમાં ભેગા મળી, હેઠળ બેસીને ક્રૂસચિહ્ન કરી, બાપુની રજા લઈને ખુશ થતાથતા ગાડીમાં ચઢી બેસીએ.

મુસાફરી એટલે અમારે છોકરાંને મહાલવાનો અપૂર્વ અવસર. પાંચ દહાડે અમારે પહોંચવાનું હતું, ને રોજના બે ટપ્પા થતા. રસ્તામાં જરા પણ ઢોળાવ કે ચઢાવ આવે ત્યારે ગાડી નમતી તેથી સ્ત્રીઓ ચીસ નાખવા માંડતી. આ કારણે, એવો રસ્તો હોય –અને એ ઘણી વાર આવતો–ત્યારેત્યારે અમે સૌ ઊતરી પડતાં. આ તકનો લાભ લઇને અમે બે ભાઈઓ આસપાસનાં વન-વગડામાં ડોકીઆં કરી આવીએ, કે નિર્મળ વહેતા ઝરાને કાંઠે દોડીએ. કેટલેક સુધી અમારે મોરકોથી વોરસો લગીના ધોરી માર્ગે જ જવાનું હતું ને એ રસ્તો તો કેટલાં ય મજાનાં દશ્યોવાળો-ભરચક માલગાડાંનાં લંગર કે યાત્રાળુઓના સંઘનાં દશ્યોવાળો –હતો. અમારે જે જે ગામડે રોકાવાનું થતું તે ગામ મોટાં હતાં અને ગામલોકો ઉમંગી દેખાતાં. ત્યાંનાં મુસાફરખાનાંમાં કેટલીય -રકઝક પછી અમે ઘોડાની ચંદી અને અમારાં ચાપાણીના ભાવ ઠરાવી શકતા. ઊતરીને તુરત, બબરચી આન્દ્રેઆઇ પીસાં આણીને તેનો સેરવો બનાવે એટલી વાર અમે પડોશના જંગલમાં ભમી આવતા કે પછી ઉતારાના મોકળા વંડામાં શું શું અસબાબ પડ્યો છે કે જાનવરો છે, એ બધું કાતુકથી નિહાળતાં.

અમારા માર્ગમાં, નેપોલિયનયુગનાં સંસ્મરણો જગાડે તેવાં એક-બે ઐતિહાસિક સ્થળો આવતાં હતાં. એ વખતે, તે સ્થળનાં યુદ્ધો વિશે અમારા ફ્રેંચ માસ્તરસાહેબ મો. પુલે સંજોગાનુસાર

એકેકું છટાદાર કે ઢીલુંપોચું ભાષણ ત્યાં બનેલા પ્રસંગને વિશે અમને આપતા. આમનો પહેલો પ્રકાર એટલે, મેલોયારોસ્લાવેટ્ઝનું રણક્ષેત્ર, જ્યાં નેપોલિયને ૧૮૧૨માં મૉસ્કોથી નાસીને પીછેહઠ કરતી વખતે પોતાના મહાસૈન્યની મદદથી, સામે થયેલા સેંકડો રશિયનોને છૂંદી નાખ્યા હતા,–તેને લગતું ભાષણ, જે એવી અદાથી અપાતું ને તેનું યુદ્ધવર્ણન એવી રીતે થતું કે પુલેંસાહેબ પોતે જ જાણે એ લડાઈમાં ઊતર્યા હોય; અને નરમ ભાષણ અપાયલું તે કલુગા પ્રાંતના ટારૂટિનો ગામની પડોશમાં, કેમકે ત્યાં વિજેતાને હાર ખમવી પડી હતી. પણ આ વેળા ભાષણકર્તા એટલું ઉમેરવાનું ચૂકતા નહિ કે, નેપોલિયનના સરદારે તેને છેતર્યો ન હોત તો એ ઠેઠ કીફ અને ઓડેસા લગી પહોંચ્યો હોત અને તેનો વિજયવાવટો દક્ષિણ રશિયાની હદ પરના કાળા સમુદ્રને માથે પણ ફરક્યો હોત.

કલુગા પ્રાંત ઓળંગીને આગળ વધીએ એટલે, પાંચ માઈલ સુધી વિસ્તરેલા એક મોટા સુંદર પાઈનવૃક્ષોના વનમાં થઈને પસાર થવાનું હતું. મારા બચપણનાં કેટલાંક સૌથી સુખી સંસ્મરણો એ વન જોડે સંકળાયલાં છે. વનમાંની રેતી આફ્રિકન રણની રેતી જેવી, પગ ઊંડે સુધી અંદર ખુંપી જાય તેવી હતી. એ આવી પહોંચતાં જ અમારે ગાડીમાંથી ઊતરી પગે ચાલવાનું હતું અને અમારા ઘોડા વારેઘડીએ અટકતાઅટકતા, ગાડીને રેતીમાં થઇને ધીમેધીમે ખેંચી જતા. હું કિશોર વયનો હતો ત્યારે, અમારી આ પ્રદેશની મુસાફરી વેળા એ આખો ય પ્રદેશ હું એકલપંડે, કુટુંબનાં માણસોને પાછળ છોડીને, વિંધી નાખતો. એ પુરાતન વનનું દૃશ્ય કેવું હતું? ... ...પાઈનનાં રાતાં, જબરદસ્ત, સૈકાઓથી વધ્યે જતાં વૃક્ષો જ્યાં જોઇએ ત્યાં ચારેપાસ ઊંચાં ચઢતાં હોય અને એ વૃક્ષરાજોના ઘર્ઘર અવાજ સિવાયનો કોઈ જ

અવાજ શ્રવણે પડે નહિ; એક નાનકડા નાળામાં સ્ફટિક જેવાં નિર્મળ જળનું ઝરણ કલકલ નિનાદે વહેતું હોય; તેમાં કોઈ વટેમાર્ગુએ, પોતાની પછીના મુસાફરો માટે રાખી મૂકેલો, બર્ચની છાલનો બનાવેલ અને ફડાયલી લાકડીના હાથાવાળો, ભુંગળિયાળી ઘાસલેટ-ગળણીના ઘાટનો પ્યાલો પડ્યો હોય; એકાદ ખિસકોલી જરા ય ખખડાટ કર્યા વિના ઝાડ પર ચઢી જાય; અને ત્યાંનાં નાનાંનાનાં નીચાં ઝાડછોડ પણ મોટાં ઝાડો જેટલાં જ અકળ ભેદોથી સભર-ભર્યાં લાગે. એ ગાઢ વનમાં મારો પ્રકૃતિનો સૌથી પહેલો પ્રેમ જન્મ્યો હતો; પ્રકૃતિમાં અખંડ વિલસતા પ્રાણનું પહેલવહેલું ઝાંખું ભાન પણ મને ત્યાં જ થવા માંડ્યું હતું.

આખું વન વટાવ્યા પછી, અને ઉગ્રા નદી મછવામાં પાર કર્યા પછી, અમારે ધોરી માર્ગ છોડીને ગામડાંની પડોશમાં અને ખેતરોની પડખે હોય છે તેવી, સાંકડી ગલીઓમાં દાખલ થવાનું હતું. ગાડીના ઘોડા એ સાંકડા ખાઇ જેવા રસ્તામાંથી પસાર થતી વખતે, એકબીજાને દબાઇને દોડતાદોડતા પણ, બંને બાજુ ઊગેલા 'રાય'નાં લીલાં કણસલાં મોં ભરીભરીને કરડતા જતા હતા. આમ ચાલતાંચાલતાં અંતે અમારા ગામડાની સીમમાં ઊગેલાં વિલોનાં ઝાડોનું ઝુંડ નજરે પડતું અને પછી એકાએક નિકોલ્સ્કોયના દેવળનો સુઘડ ને સુંદર, આછા પીળા રંગનો, ઘંટા સહિતનો મિનારો અમારી દૃષ્ટિએ પડતો.

૩

એ જમાનાના જમીનદારો ગાળતા તેવી નિરાંતની જિંદગી માટે નિકોલ્સ્કોય ઘણું અનુકૂળ આવે તેવું હતું. વધારે માલદાર જાગીરો પર હોય છે એવા મોજશોખ ત્યાં નહોતાઃ મકાનો અને બાગોની રચનામાં તેમજ એકંદરે બધી વસ્તુઓની ગોઠવણીમાં કોઈ કલાપ્રેમીનો હાથ દીસી આવતો હતો. અમારે સૌને રહેવાનાં મકાન, બાપુએ તાજેતરમાં બાંધેલાં મુખ્ય મકાનથી દૂર નહોતાં

અને ફરવાહરવા માટે તેમજ ફળફૂલ અને શાક ઉગાડવા માટે સરસ બાગો પણ હતા. મુખ્ય મકાનના રવેશમાંથી નદીનું રમણીય દશ્ય દેખાતું. માટીના ચણતરનો એક જૂનો કિલ્લો, જ્યાં અસલના વારામાં રશિયનોએ મોંગોલ હુમલાખોરો સામે સખ્ત ટક્કર ભારે બહાદુરીથી ઝીલેલી, તેનાં વૃદ્ધ ખંડેર પણ નદીની પડોશમાં જ હતાં. એ ખંડેરોની તથા ક્ષિતિજે પથરાતાં ઘાડાં જંગલોની વચ્ચેનો વિશાળ પ્રદેશ અનાજનાં પીળચટાં ખેતરોથી ભરેલો હતો.

અહીં ગામડામાં અમે રહેતા તે વખતે આખો ય ઉનાળો બાપુ તો લશ્કરી તપાસણીમાં રોકાયલા રહેતા હોવાથી, તેઓ અમારી સાથે નહોતા. અમારાં ઓરમાન મા પણ, ખાસ કરી એમની દીકરી પોલાઇન જન્મ્યા પછી, અમારી પર ઓછું જ ધ્યાન આપતાં; તેથી અમારો ઘણોખરો વખત મોં. પુલે જોડે જ વીતતો. એમના અમારી સાથેના વર્તનની બાબતમાં હેલનબહેન તે દહાડે વચ્ચે પડેલાં, ત્યાર પછી એમની શિક્ષણપદ્ધતિ બદલાઇ હતી. હવે તેઓ અમારા દોસ્ત બન્યા હતા. વળી, ગામડે હોઇએ ત્યારે તો ત્યાંની જિંદગીમાં એમને ખૂબ મઝા પડતી અને તેઓ અમને પણ મઝા કરવા દેતા તેમજ કરાવતા. અમારે માટે તો વિશેષે કરી, એ સ્થાનમાં અવનવા અને આનંદજનક સંસ્કારો ઝીલવાના અગણિત પ્રસંગો મળતાઃ અમે સૌ પડોશનાં જંગલોમાં કે નદીતીરે ભમતા; ટેકરીઓ ચઢીચઢીને પેલા પુરાણા કિલ્લામાં જઇ પહોંચતા; તેના રક્ષણ માટે રશિયનો કેવી જીવસટોસટની લડાઈ લડેલા અને તાર્તારોએ તે કેવી રીતે કબજે કર્યો, તેનાં રસભર્યાં વર્ણનોથી મોં. પુલે આખો પ્રસંગ સજીવ કરી મૂકે; તેમણે એલેક્ઝાંડરને એક વાર ડૂબતાં બચાવ્યો ત્યારે તો તેઓ અમારી દૃષ્ટિએ પૂજાપાત્ર નરવીર સમા દેખાયા હતા; વગડામાં કોઈ વાર વળી વરુઓનો ભેટો પણ થઈ જાય—આવુંઆવું ઘણું બનતું અને વારંવાર બનતું.

આ સિવાયના બીજા કેટલાક આનંદપ્રસંગો પણ હતા. કોઈ વાર અમે વનઘટાઓમાં ઉજાણીએ જઈએ ત્યાં પોતાના પૌત્ર સાથે રહેતા એક સો વર્ષના બુઝર્ગની મુલાકાત થતી અને તેની મધમાખોની ઉછેર અમે નીરખતા; પડખેના એક ગામડામાં બાપુએ તળાવ ખોદાવ્યું, હતું ત્યાં પણ કોઈ વાર જઈ પહોંચતા, તેમાં પાકતી સોનેરી 'કાર્પ' માછલીઓ હજારોની સંખ્યામાં પકડતા અને તેમાંનો અમારો જમીનદાર તરીકેનો હિસ્સો લીધા પછી જે વધે તે ખેડૂતોને વહેચી દેતા. આ જ ગામડામાં મારી અગાઉની એક ગરીબ આયા રહેતી હતી. એ બિચારી હું જાઉં ત્યારે ખૂબ રાજી થાય અને પોતાના નાનાશા કોઠારમાંથી અમારે ખેઉને માટે ક્રીમ, ઇંડાં, ઍપલ અને મધની મિજબાની સ્વચ્છ ટેબલ પર લાકડાની ચળકતી તાસકોમાં ગોઠવે. હું જાણે પેટનો દીકરો જ હોઉં તેમ તે મને ઊભરાતા હેતથી બોલાવતી અને મીઠીમીઠી વાતો કરી મારા દિલમાં મધુર ભાવો જગાડતી. મારા બંને મોટા ભાઈઓની આયાઓ પણ આવાં જ વહાલ અમારા પર વર્ષાવતી. રશિયન ખેડૂતવર્ગ કેટલાય સૈકાથી ક્રૂરમાં ક્રૂર જુલમોના ભોગ બન્યા છે એટલે તેમનાં જીવનમાં કડવાશ આવી ગઈ હોતતો તેમાં કંઈ નવાઈજેવું નહોતુ. તેને બદલે આવી મીઠી મમતા અને ભલાઈનો જે ખજાનો એમનાં હૈયાંમાં ભર્યો છે, તેની જાણ થોડાને જ છે.

એ વખતે તો એમજ લાગતું કે અમારે માટે લશ્કરી કારકિર્દી જ નિમાઈ છે. આમ લાગવાનાં કારણ અનેક હતાં. પહેલું તો, અમારા પિતાની ઇચ્છા એવી હતી કે અમે મોટામોટા અફસરો બનીએ: (એમણે અમને જે એક જ વાર રમકડાં અપાવેલાં, તે એક રાઇફલ અને સાચું મંત્રીધર.) બીજું, મોં. પુસે વર્ણવી સંભળાવેલા તે શૌર્યકથાઓ પણ વીરત્વની પ્રેરક હતી; અને ત્રીજું, અમને મળેલા પુસ્તકાલયમાં પણ એ જ વિષયનાં પુસ્તકો હતાં. એ સંગ્રહમાં અમારાં માતુશ્રીના દાદા જનરલ

રેપ્નીન્સ્કીનાં જે પુસ્તકો હતાં, તેમાંનાં વર્ણનો તથા ચિત્રો યુદ્ધનાં ઉત્તેજક હતાં. એ સાધનોને ઉપયોગમાં લઈને તો અમે અમારા ઓરડામાં નાનાનાના કિલ્લા બનાવતા ને તોડતા. આ બધું છતાં, હું કે અલેકઝાંડર લશ્કરી જીવન જીવનાર ન જ થયા. પાછળથી સાઠના દસકામાં પ્રગટેલા રશિયન સાહિત્યના જે સંસ્કાર અમારા મન પર પડ્યા તેણે અમારી કિશોર વયના સકળ લશ્કરી શિક્ષણને ભૂંસી નાખ્યું.

અમારા ઘરમાં તો 'પ્રિન્સ' ઇલકાબ વખતે ને કવખતે વપરાતો. પણ ફ્રેંચ વિપ્લવ વિષેની પુલેંમાસ્તરની વાતો, પાછળથી સુણેલી અમારા રશિયન ગુરુજીની ઉપદેશવાણી, તથા રશિયન સાહિત્યનું પ્રજાસત્તાનાં સ્વપ્નો જગવતું વાતાવરણ—આ સર્વેએ મળીને મારામાં અમીરવર્ગ ભણી એટલો તો તિરસ્કાર વ્યાપ્ત કર્યો, કે છેક બાર વર્ષની ઉમરથી મેં વાર્તાકાર તરીકે સ્વીકારેલ માત્ર 'પી. ક્રોપોટકિન' એવી સહી—થોડો વખત લશ્કરી નોકરીમાં હતો ત્યારના મારા ઉપરીઓના ઠપકા છતાં પણ—કદી યે છોડી નથી.

## ૮

# 'સર્ફ' એટલે ?–પથ્થર

## ૧

**૧૮૫૨ની** પાનખરઋતુથી અલેકઝાંડર અમારા મૉસ્કોના રહેઠાણથી પાંચ માઈલને અંતરે આવેલી કિશોરચમૂની શાળામાં મુકાયો; એટલે ત્યારપછી અમે બે ભાઈઓ તહેવારો કે રવિવારને દિવસે જ એકબીજાને મળી શકતા. અને અમારો સૌથી મોટો ભાઈ નિકોલસ તો એની શાળામાંથી બહુ જ થોડું ઘેર આવતો. અલેકઝાંડરને, અમારા ઘરને મુકાબલે, શાળામાં સ્વાતંત્ર્ય વધારે મળતું. આ કારણે તેમ જ ખાસ કરીને તો તેના બે સાહિત્ય-વિષયના શિક્ષકોની અસરને લીધે તેનો બુદ્ધિવિકાસ ઝડપબંધ થતો હતો. આગળ જતાં ઘણે સ્થળે મારે વર્ણવવાનું આવશે તે પ્રમાણે, તેની આ વિકસિત બુદ્ધિએ મારા પોતાના વિકાસ પર પણ ઘણી હિતકારી અસર કરી છે. આવો પ્રેમળ અને બુદ્ધિમાન મોટેરો ભાઈ મળ્યો હોય એ કંઈ જેવુંતેવું સદ્‌ભાગ્ય ન કહેવાય. અલેકઝાંડર નિશાળે હતો તે દરમિયાન મારે તો ઘેર જ રહેવાનું હતું; કેમકે ઝારની ઈચ્છા મુજબ મારે કુમારવયના રાજપરિચારકોની સેનામાં દાખલ થવાનું હતું. તે તો હવે પછી–પંદરમે વર્ષે. મોં. પુલેને હવે રજા આપવામાં આવી, અને તેમને બદલે, ઘણા આદર્શવાદી જર્મનો હોય છે તેવો એક જર્મન શિક્ષક મારે માટે

રોકવામાં આવ્યો. એ ટકયો તો એક જ શિયાળો, પણ જે ઘણા આનંદકારક અભિનય સહિત અને ઘણા ભોળા નિખાલસ ભાવે તે શિલરનાં કાવ્યો મને વાંચી સંભળાવતો, તે મને હજી પણ યાદ છે.

ત્યાર પછીને શિયાળે મને મોસ્કોની જ એક નિશાળમાં મૂકવામાં આવ્યો હતો અને છેવટ મારે અમારા રશિયન શિક્ષક સ્મિનૉફ પાસે જ ભણવાનું થયું. હું ૧૮૫૪થી ૧૮૫૭ સુધીનાં ત્રણ વર્ષ એમના સહવાસમાં હતો ત્યારની એમની અસરને લીધે પ્રવાસવેળા (અમને બાપુ એક વાર પોતાની રિયાઝાનની જાગીરે લઇ ગયા ત્યારે) મારો પ્રકૃતિપ્રેમ ખીલવવાની સરસ તક મળી. વળી, હવે તો તેમણે વિદ્યાપીઠમાં પોતાનો અભ્યાસ પૂરો કર્યો હોવાથી તેઓ આખું સવાર અદાલતમાં કારકુનીએ જતા ત્યારે, તથા એ જ કારણે ગામડે અમારી સાથે આવતા નહિ ત્યારે, હું સાવ એકલો જ પડતો. ગામડે રહેતાં ત્યારે કેટલોક વખત નાનકડી પોલાઇનબહેનને રમાડવામાં જતો ખરો, પણ તે છતાં યે મને લખવાવાંચવા માટે–ખાસ કરીને લખવા માટે–પુષ્કળ નવરાશ રહેતી.

૨

એવામાં 'સર્ફડમ'નાં (રશિયામાં ખેતીકામને અંગે કરાવાતી તે ગુલામગિરીનાં) છેવટનાં વર્ષો ચાલતાં હતાં. એ વર્ષોની વસ્તુસ્થિતિ અને બનાવો છે તો હજી તાજેતરનો જ ઇતિહાસ–જાણે ગઈ કાલે જ બન્યો હોય નહિ, તેવો એ લાગે છે. અને છતાં, એ ગુલામી કેટલી કારમી હતી તેનો ખરો ખ્યાલ આજે[1] ખુદ રશિયામાં પણ બહુ થોડાને જ રહ્યો છે. ગુલામીની જે સ્થિતિ એ વખતે દેશમાં પ્રવર્તતી હતી તે ઘણી ખરાબ હતી એવી કંઇક

૧. ૧૯૦૦માં

ઝાંખી છાપ લોકોનાં મન પર રહી છે એ ખરું, પણ એ સ્થિતિની અસર માણસ જેવાં માણસનાં શરીર–મન પર કેવી થતી હતી તેની પૂરીપાધરી સમજણ તેમને નથી. અમુક રિવાજ પ્રણાલી કે સંસ્થા એક વાર નાબુદ થઈ જાય એટલે પછી તેને તથા તેનાં સામાજિક પરિણામોને દુનિયા કેટલી ઝડપથી વિસરી જાય છે, કેટલી ઝડપથી મનુષ્યો અને વસ્તુઓ બદલાતાં હોય છે, એ બધું ખરેખર ઘણું આશ્ચર્યકારક છે. ગુલામગિરી વિષે મેં જે કંઈ સાંભળ્યું હશે તે પરથી નહિ પણ અમારા ઘરમાં અને આસપાસ મેં જે જે નજરે જોએલું, તે પરથી અહીં ગુલામોની દશાનો ચિતાર આપવાનો પ્રયાસ હું કરીશ.

ઘરખટલાના વહીવટની ઉપરી ઉલિયાના બાપુના ખંડમાં જવાની ચાલમાં ક્રૂસનિશાની કરતી ઊભી છે.

તે બિચારીમાં નથી આગળ જવાની હામ, ને નથી પાછી ફરવાની. આખરે, પહેલાં બહાર ઊભીઊભી જ પ્રભુપ્રાર્થના કરી લઈને તે ખંડમાં દાખલ થાય છે, અને પૂરા સંભળાય પણ નહિ એવા અવાજે બાપુને ખબર કરે છે કે ઘરમાં ચા થઈ રહેવા આવી છે, ખાંડ હવે વીસ શેર જેટલી જ છે અને ખાધા-ખોરાકીનો બીજો સામાન પણ થોડા રોજમાં જ ખલાસ થશે.

"ચોટ્ટાઓ, લૂંટારા!" બાપુ એ સાંભળતાં જ ત્રાડ પાડી ઊઠે છે. "અને તું–તું એ બધાની મળતિયણ છે!" ઘરઆખામાં એમનો અવાજ ગાજી રહે છે. વટોળિયો વેઠી લેવા ઉલિયાનાને એકલી છોડીને અમારી સાવકી માતા ત્યાંથી ચાલી જાય છે. પણ બાપુ ફરીથી રાડ નાખે છે, "ફ્રોલ, બોલાવ તારી બાઈ-સાહેબને. એ ગઈ કયાં?" અને બાઇસાહેબ પધારે એટલે તેમને શિરપાવ મળે છે: "તું યે આ બધાં સેતાનજાદાંઓની સાથે મળી ગએલી જ છે; તું જ એમની વારેવારે ભેર તાણ્યા કરે છે;" આમ ને આમ અડધોક કલાક એ ભાષણ ચાલતું.

પછી પોતે હિસાબ મેળવવા માંડે. સાથેસાથે જ ઘાસની ગંજીઓ તેમને સાંભરી આવે છે. હાથ પર રહી હોય તેટલી ગંજીઓ જોખી જોવા ક્રોલને મોકલવામાં આવે છે અને જોખ થાય તેની પર સરત રાખવા અમારાં માને પણ તેની પાછળ જવાનું ફરમાવવામાં આવે છે. દરમિયાન, ઘાસ-ખાનામાં ગંજીઓ હોવી જોઈએ કેટલી તેની ગણતરી બાપુ કરે છે. તપાસ ને ગણતરી પૂરી થયે માલૂમ પડે છે કે ઘાસ હોવું જોઈએ તેના કરતાં ઘણું કમતી છે. વળી, ઉલિયાના પણ ખોરાકીની કેટલીક વસ્તુઓ ક્યાં ને ક્યારે વપરાઈ તેનો સંતોષ-કારક જવાબ આપી શકતી નથી. બાપુનો અવાજ વધારે ને વધારે ધમકીભર્યો બનતો જાય છે. ઉલિયાના થરથર ધ્રૂજે છે. એવામાં ગાડીવાન ત્યાં આવે છે અને શેઠના ગુસ્સાનો ભોગ બને છે. બાપુ તેના પર તૂટી પડે છે, ફટકારે છે તેને; પણ તે તો ફરીફરીને કહ્યા કરે છે: "આપ નામદારની કંઈક ભૂલ જ થાય છે."

આ સાંભળીને બાપુ જ્યારે ફરીથી પોતાના આંકડા ગણાવવા શરૂ કરે છે ત્યારે માલૂમ પડે છે કે ગંજીઘરમાં ઘાસ જેટલું હોવું જોઈએ તેનાથી વધારે પડેલું છે. આમ છતાં બૂમબરાડા તો ચાલુ જ રહે છે, કેમકે હવે, ઘોડાઓને માટે રોજનું ઠરાવેલું આપવું જોઈએ તેનાથી ઓછું ઘાસ આપ્યા બદલ ગાડીવાનને તેઓ ધમકાવે છે. પણ ગાડીવાન તો બિચારો સઘળા ય સંતોને હાજરાહજૂર ગણીને જાહેર કરે છે કે પોતે ઘોડાઓને બરાબર ઠરાવેલા પ્રમાણમાં જ ઘાસ ખવરાવ્યું છે; અને ક્રોલ પણ વર્જિનને[1] પવિત્ર નામે તેના કથનની સાક્ષી પૂરે છે.

પણ બાપુ એમ સહેજે શાંત થાય શાના? તેઓ પિયાનોનાં સૂર મેળવનારનું તથા બબરચીના મદદનીશનું કામ કરનાર નોકર

૧. કુમારિકા મેરી, ઇસુભગવાનનાં માતા

મકારને બોલાવી મંગાવે છે અને તેને તેનાં હમણાંહમણાંનાં સઘળાં પાપોની યાદ આપે છે. તું ગયે અઠવાડિયે પીધેલ બન્યો હતો તેમ તેં કાલેય પીધો હશે ને તેથી જ એકસામટી અર્ધો ડઝન રકાબીઓ તેં ફોડી નાખી–આમ તેને સુણાવવામાં આવે છે. ખરુ પૂછો તો, રકાબીઓ ફૂટી, એ જ આ બધી હોળી સળગવાનું મૂળ કારણ હતું. અમારાં અપરમાએ બાપુને આજ સવારમાં એ વાત કરી હતી; તેથીસ્તો ઉલિયાનાને રોજ કરતાં વધુ સખ્ત ઠપકો સાંભળવો પડ્યો; તેથી જ ઘાસની ગંછીઓ મેળવી જોવાઈ; અને, આ દુનિયામાં થઈ શકતી હોય તે બધી સજાઓને લાયક " આ સેતાનજાદાંઓ " છે, એવી બૂમો બાપુ આટલું બન્યા પછી પણ પાડ્યા કરે છે, એ પણ તે જ કારણે.

એકાએક વંટોળિયાની અધવચ હવે વિરામ પ્રસરે છે. બાપુ ટેબલ પાસે બેસીને એક ચિઠ્ઠી લખી આપે છે અને કહે છે: " લઇ જાઓ મકારને ચાવડી પર આ ચિઠ્ઠી સાથે અને બર્ચના દંડાથી ત્યાં તેને સો ફટકા મારવાનું સિપાઇઓને કહો."

આખા ય ઘરમાં આ સાંભળી ત્રાસ અને અખંડ મૌન પ્રવર્તે છે.

ઘડિયાળમાં ચાર વાગે છે અને અમે સૌ ખાણા માટે નીચે જઇએ છીએ; પણ ખાવાની રુચિ કોઈને જ નથી ને રકાબીઓમાંનો સેરવો જેમનો તેમ પડ્યો રહે છે; તેને કોઈ અડકતું પણ નથી. ખાવા બેઠેલા અમો દશ જણની પાછળ બેન્ડટુકડીમાંના દશ નોકરો–વાયોલિનિસ્ટો અને ટ્રોમ્બોનવગાડુઓ ડાબા હાથમાં એકેકી સ્વચ્છ રકાબી લઇને ઊભેલા છે; પણ મકાર એમાં ક્યાંય દેખાતો નથી.

"મકાર ક્યાં છે ?" અમારાં ઓરમાન મા પૂછે છે. "બોલાવો તેને અંદર."

મકાર આવતો નથી એટલે ફરીથી હુકમ કરવામાં આવે છે કે તેને હાજર કરવો. આખરે તે ફિક્કે ને રડમસ ચહેરે, શરમથી બળી મરતો અને નીચેથી ઊંચું ન જોઈ શકતો—આવે હાલે ઓરડામાં પ્રવેશ કરે છે. બાપુ પોતાની રકાબીમાં નીચું જોઈ રહે છે અને સેરવાને કોઇ અડક્યું નથી એ જોઇને મા, અમારાં મન તેની ભણી વાળવાનું કરે છેઃ

"છોકરાં," તે કહે છે "સેરવો મજાનો થયો છે નહિ?"

હું તો અંદરથી ઊભરાતાં આંસુએ ગુંગળાઇ જતો હતો એટલે, જેવું ખાણું પતે તેવો જ એ ખંડ બહારની અંધારી ચાલમાં મકાર પાસે દોડ્યો જાઉં છું અને તેનો હાથ ચૂમવા જાઉં છું ત્યાં તો એ હાથ તરછોડાવતો દૂર ખસે છે અને, કાં તો ઠપકા તરીકે કે પછી સવાલરૂપે બોલે છેઃ "છોડી દ્યો મને; તમે ય મોટા મશો ત્યારે આમ જ કરશો ને!"

"ના–ના, કદી ય નહિ હોં."

આવા બનાવો અમારા ઘરમાં બનતા છતાં કહેવું જોઇએ કે બાપુ સૌથી નઠારા જાગીરદારોમાંના એક નહોતા. ઊલટું, નોકરો અને ખેડૂતો તેમને સૌથી સારા માંહ્યલા તરીકે ગણાવતા. અમે જેજે બનતું અમારા ઘરમાં જોતા, તે બધે જ બનતું અને ઘણી વાર તો, એનાથી ઘણા વધારે ક્રૂર સ્વરૂપમાં બનતું. સર્ફોનિ–ગુલામોને ફટકારવા એ તો પોલિસની અને બંબાખાતાવાળાઓની રોજીંદી ફરજોમાં જ આવી જતું.

## ૩

એક વાર એક જાગીરદારે બીજાના મોંએ ટીકા કરીઃ "તમારી જાગીર પરના જીવો[ગુલામો]ની સંખ્યા આટલી ધીરેથી કેમ વધે છે? એ લોકોનાં લગ્ન કરાવવાની કાળજી તમે બરાબર નહિ રાખતા હો તેથી આમ બનતું હશે."

ગીક થયા પછી થોડા જ દિવસમા એ ઓછા જીવોનો માલિક એમની વસ્તી વધારવાનો ઉપાય લેવા પોતાની જાગીરના ગામે જઈ પહોચ્યો ગામના રહીશોની યાદી પોતાના કામદાર પાસે તેણે માગી અને તેમાથી ઉમરે પહોચેલા પરણવાલાયક યુવક-યુવતીના જોડા મનફાવતી રીતે ગોઠવી કાઢયા પરણનારાંને તેમ તેમના માબાપને આ જરા ય રુચતું નહોતું ને તેમણે હુકમ પાછો ખેચાવવા કાકલુદીથી વારવાર વીનવણીઓ કરી જોઈ, પણ બધુ વ્યર્થ. એ એટલા કુટુબોને પાચ જણની શ્મશાન યાત્રા જેવા એ પાચ વરઘોડા રોતેરોતે કાઢવા જ પડયા દેવળમા એક યુવતીએ અણગમતા વર સાથેના પોતાના લગ્ન સામે જ્યારે અડ કર્યું ને જ્યારે ધણિયામાના ત્યા હાજર રહેલા નોકરે પોતાના શેઠને આ વાતની ખબર આપી, ત્યારે શેઠે પાદરીને ધમકી આપી કે તું જો એ બેને ગમે તેમ કરીને નહિ પરણાવે તો તને દારૂડિયો ઠરાવી અહીંથી કાઢી મૂકીશ, અને પેલી છોકરીના આખા કુટુબને દબડાવ્યુ કે તમને બધાયને સાઇબિરિયાના રણવગડામાં ધકેલી દઈશ આ જાણ્યા પછી પાદરી અને કુટુબે કરેલી આજીજીઓને પરિણામે છોકરી કચવાતે મને વશ થઈ, એ ખુશખબર નોકરે દોટ મૂકીને મહેલે પહોચાડયા અને થોડી વાર પછી પાચે યુગલ અને સાજનમાજન પણ લગ્નક્રિયા પૂરી થયે ત્યા આવ્યા ત્યારે માલિકે તેમને સુખી જિંદગી ઇચ્છતાં એકેક પ્યાલી દારૂ પાયો પી રહીને પાચે આજ્ઞાકિત વરવહુએ મોટેરાના કહેવા પ્રમાણે—વહુરાણીઓએ તો ચોધાર આંસુએ રડતાં રડતા જમીન લગી છેક નીચા વળીને પોતાના ગામધણીને નમન કર્યું

આમ વટહુકમથી કરાવાતા લગ્નો એટલા સાધારણ થઈપડયા હતાં કે જેમને એ રીતે અણગમતા વર કે વહુ સાથે ન પરણવુ હોય તેઓ તેમાથી છટકવાની એક યુક્તિ પણ—ઘણે ભાગે સફળતાપૂર્વક—અજમાવતાં. રશિયામાં ધર્મને લગતી ધારાપોથીમા

એક એવો કાયદો છે કે જે પુરુષ ને સ્ત્રી કોઈ બાળકની દીક્ષા ('ક્રિશ્ચનિંગ') વખતે ધર્મપિતા અને ધર્મમાતા તરીકે ઊભાં હોય, તે બે કદી પરણી શકે નહિ. એટલે, જે નોકર સ્ત્રીપુરુષને એકબીજાં સાથે પરણવું ન હોય, પણ જેમને એને ધણિયામો પરણાવી દેશે એવી બીક હોય, તેઓ ખેડૂતનાં છોકરાંમાંથી કોઈ નહિ ને કોઇનાં ધર્મ-માતાપિતા પહેલી તકે બનતાં અને તેમને એને લગ્નથી જોડાવાની ફરજ પડાતી નહિ.

પણ આ યુક્તિનો લાભ લેવા જતાં અમારે ત્યાંનો દરજી આન્ડ્રેઇ ઊલટો ફસાઇ પડચો હતો. તેને તો બિચારાને ઘણી હોંશ હતી કે એવી રીતે પોતે અમારા ઘરની ગમે તે નોકરડીને પરણી જતો અટકશે ને બીજા ઘરમાં કામ કરતી હતી તે પોતાની પ્રિયતમાને પત્ની બનાવી શકશે. તેની યોજના એવી પણ હતી કે સખ્ત કામ કરીને પોતે બચાવેલા પૈસા વડે તે માત્ર પોતાનું છૂટાપણું નહિ, પણ લગ્ન બાદ અમારા ઘરની જ ગુલામ બનનાર પોતાની પત્નીનું છુટાપણું પણ પોતે ખરીદી શકશે. આ બધી વેતરણ માં તેણે તો, જેની સાથે તેને પરણાવાયો હોત, તે અમારી નોકરડી સહિત ધર્મ-માતાપિતા બનવાનો માર્ગ લીધો. પછી જ્યારે અમારા બાપુએ એ બંનેને બોલાવીને પરણી લેવાનું ફરમાવ્યું, ત્યારે આન્ડ્રેઈએ તેને બધી હકીકત નિવેદન કરી. એ જાણીને બાપુ તો રાતા ને પીળા થયા; કેમકે આ માણસને પોતે પોતાની મરજી પ્રમાણે હવે પરણાવી શકે તેમ નહોતા, તેમ જ પૈસા આપીને તે ગુલામીમાંથી છૂટવાનો હતો એ ય તેમને પસંદ ન આવ્યું. એટલે તેમણે આન્ડ્રેઈને સૈનિક બનવા રંગરૂટખાતામાં મોકલી દીધો.

હાલ ચાલે છે તેવી ફરજિયાત લશ્કરી નોકરી તે વખતે પહેલા નિકોલસના રાજ્યકાળમાં બધાએ કરવી પડતી નહોતી. ઉમરાવો અને વેપારીઓને તેવી નોકરી કરવાની ફરજમાંથી મુક્ત રાખવામાં આવતા અને જ્યારે રંગરૂટોની ભરતી કરવાની હોય,

ત્યારે દરેક જાગીરદારે અગાઉથી મુકરર કરેલી સંખ્યા પ્રમાણે પોતાના ગુલામોને સૈનિક બનવા મોકલી દેવાના હતા. સામાન્ય રીતે ખેડૂતો તો ગામલોકોની યાદી રાખતા અને વાગફરતી તે તે પ્રમાણે ભરતીમાં જતા. પણ જાગીરદારોને ત્યાં નોકરી કરનારાએ તો આ બાબતમાં પોતાના માલિકની દયા પર જીવવાનું હતું. એ જો તેમનામાંના કોઈના વર્તનથી અસંતુષ્ટ હોય, તો લાગલો જ તેવા માણસને રંગરૂટ તરીકે રવાને કરી દેતો. બદલામાં તેને એક રંગરૂટની ભરતી કર્યાનું પ્રમાણપત્ર મળતું, જેમાંથી પાછો તે નાણાં ઉપજાવી શકતો. એ પત્ર, જેણે લશ્કરમાં જોડાવું ન હોય, પણ જેની પાસે પૂરતા પૈસા હોય, તે ઠરાવેલી રકમ આપીને ખરીદી લે અને પોતાનો વારો આવતાં તે બતાવવાથી તેને માફી મળે, આમ ચાલતું.

લશ્કરમાં નોકરી કરનારાઓની સ્થિતિ તે વખતે ભયંકર હતી. માણસ સિપાહી થયો એટલે પચીસ વરસ તેણે લશ્કરમાં રહેવું જ પડે. તેનું જીવતર અપાર દુઃખમાં વીતતું. તેણે પોતાનું વતન, મિત્રો અને સગાંવહાલાં છોડીને ક્રૂર સરદારોની દયા પર જીવવું પડતું. છેક નજીવા ગુના માટે પણ અફસરોની લાતો ખાવી કે દંડાના માર ખમવા એ તો બહુ સાધારણ બનાવો હતા. લશ્કરમાં એવીએવી તો નિષ્ઠુરતા ચાલતી, કે જેની કલ્પના પણ આપણને ન આવી શકે. જ્યાં અમીરજાદાઓ કેળવાતા ત્યાં કિશોર-ચમૂમાં સુદ્ધાં, સિગરેટ પીવાનો ગુનો કર્યા બદલ કુમળી વયના કિશોરોને એટલો તો મૂઢ માર મારવામાં આવતો કે જ્યારે પાસે ઊભેલો દાક્તર નાડ તપાસીને કહે કે હવે તેની નાડી બંધ પડવા આવી છે, ત્યારે તે લોહીનીગળતા નાના શરીરને ઇસ્પિતાલમાં ઉપાડી જવામાં આવતું. આવા એકાદબે દાખલા પણ જો ચમૂમાં વર્ષ દરમિયાન ન બને, તેના નાયકને, "કંઈ શિસ્ત જ ન મળે ને !" કહીને સૈનિકશાળાનો વડો ગ્રાન્ડ ડયુક મિખાયેલ તેના હોદ્દા પરથી ખસેડી જ નાખે.

સામાન્ય સિપાહીઓની દશા આથી પણ ખૂરી હતી. તેમના-માંનો કોઈ વાંકમાં આવે તો લશ્કરી અદાલત તેમને ઘૃણાજનક શિક્ષા કરાવતી. હજાર સિપાહીઓ સામસામી હારમાં જાડા દંડુકા લઈને ઊભા રહે ને એમની વચ્ચેથી ગુનેગારને પાંચસાત વાર ચલાવવામાં આવે ત્યારે દરેકેદરેક સિપાહીએ તેને એકેકો ફટકો જોરથી મારવાનો. આમ કરતાંકરતાં પેલો લોહી ઓકવાની સ્થિતિએ પહોંચે એટલે તેને લઈ જાય ઇસ્પિતાલમાં, અને ત્યાં એની તબિયત સારી થાય કે હજી કાચીપાકી જ હોય, ત્યારે બાકી રહેલા ફટકા મરાવીને શિક્ષા પૂરેપૂરી ભોગવાવવામાં આવતી. કોઈ વાર અધૂરી સજાએ જ સિપાહી યાતના વેઠતો મરી જાય, તો તેના મુડદા પર સજાનો પૂરો અમલ કરવામાં આવતો ! પહેલો નિકોલસ તેમ જ તેનો ભાઈ મિખાએલ નિષ્ઠુર માણસો હતા. ફરમાવાયલી સજામાં લેશમાત્ર ઘટાડો કોઈ પણ સંજોગમાં, કોઈ પણ રૂપે તેઓ કરતા નહિ. આવી લશ્કરી સજાથી સામાન્ય પ્રજામાં પણ એટલો ત્રાસ ફેલાઈ ગએલો કે “તને સિપાહીઓની હારમાંથી ધકેલાવીશ” “દંડુકાથી તારી ચામડી ફડાવી નાખીશ” એવી-એવી ધમકીઓ ચલણી ભાષામાં દાખલ થઈ ગઈ હતી.

અમારા ઘરમાંથી જ્યારે કોઈ નોકરને રંગરૂટખાતામાં મોકલવાનો હોય ત્યારે ઘણા જ દિલ પીગળાવતા દેખાવો થતા. તે હતભાગી બધા ભાઇબંધ નોકરોને લળીલળીને કહેશે, મારું બોલ્યુંચાલ્યું માફ કરજો; તેનાં માબાપ એ જ ગામમાં રહેતાં હોય તો તેઓ તેને વળાવવા આવે; મા અને બીજાં બૈરાં મરશિયા ગાય: “અમારી સોંપણ કોને કરી જાય છે? તારી સંભાળ ત્યાં કોણ લેવાનું? નિર્દય માણસોથી તારી રક્ષા કોણ કરશે?” આમ શબ્દો ને રાગ બધું મરણના સમય જેવું હતું.

બાપડા આન્ડ્રેઇને રંગરૂટ બનાવી પચીસ વર્ષ માટે મોકલ-

વામાં આવ્યો ત્યારે તેનો પણ આવો જ ફેજ થયેલો; અને પોતાની પ્રિયા જોડે જીવન માણવાની તેની બધી યોજનાઓ ધૂળ મળી હતી.

૪

તેના કરતાં પણ વધારે કરણ કથની અમારે ત્યાંના ભરતકામ-ખાતાની દાસી પોલ્યાની છે. તે દાસી જેવી જરા ય નહોતી; સુંદર ભરતકામ કરી જાણતી અને તેની રીતભાત ને બોલીચાલી, બધું કેળવાયલી સંસ્કારી યુવતી જેવું હતું; તે અમારાં બહેન હેલન પાસે રહેતી.

કુમારિકા પોલ્યાને એક દિવસે ભાન થયું કે પોતે માતા થવાની છે. આ વાત અમારાં અપરમાએ જાણી કે તુરત જ તેમણે તેની પર ગાળોની ઝડી વરસાવી, તેના વાળ કપાવી નાખ્યા અને મુખ્યમહેલમાંથી કાઢીને તેને ડેરીખાતામાં મોકલી. પડોશીના જ જે નોકરે તેને ફસાવેલી, તેણે જ્યારે માગણી કરી કે હું તેને પરણું ત્યારે તે માગણી, પેલો ગરીબ હોવાને કારણે, નકારાઈ. ફિલકા કરીને એક કૂબડો ખુધવાળો સઈસ અમારે ત્યાં હતો, તેની સાથે પોલ્યાને પરાણે પરણાવીને અમારી રિયાઝાનની જાગીર પર એઉને ખેડૂતની જિંદગી જીવવા હાંકી કાઢયાં.

રશિયાના ગુલામોનાં આવાંઆવાં વીતક પરથી જ્યારે ટર્જેનેફ અને ગ્રિગોરોવિચે નવલકથાઓ અને નવલિકાઓ રચી, ત્યારે, જે વેવલી રશિયન નનારીઓ ફ્રેંચ નવલોમાંનાં અભિજાત નાયકનાયિકાનાં દુઃખો પર આંસુ સારતાં, તેઓ આશ્ચર્યના ઉદ્ગાર આ રશિયન કૃતિઓને વાંચીને કાઢતાં: "આ ગુલામો પણ આપણી જેમ જ પ્રેમમાં પડતાં લાગે છે; એ સાચું હશે ખરું?"

૫

જે કેળવણી કેટલાક માલિકો અવારનવાર પોતાના ગુલામોને આપતા, તે વળી ઊલટી તેમની કમનસીબીનું એક વધારે કારણ

બનતી. એવા બે દાખલા તો અમારા ઘરમાં જ બનેલા: પહેલો ચાલાક બેકુબાળ ડૉક્ટર સાશાનો; બીજો લગભગ એટલો જ કરુણાજનક બન્યો તે, ખેતીવાડીવિજ્ઞાનનો જે એક મહાન શોધક થઇ શક્યો હોત તે ઘેરાસિમ કુગલોફનો, જેને અમે ગારેસ્કા કહેતાં.

બાપુએ પોતે જ બાળક સાશાની હોશિયારી જોઇને તેને ડૉક્ટર થવાની કેળવણી આપી હતી, તથા એ તૈયાર થયો ત્યારે અમારે ગામડે તેની પાસે પોતાની જ મદદથી પૂરતી સાધનસામગ્રી સહિતનું દવાખાનું ખોલાવ્યું હતું. સાશા આખો ઉનાળો ત્યાં દવાઓ ભેગી કરતો અને મેળવતો હતો તથા આખા ગામમાં ઘણો લોકપ્રિય થયો હતો. પછી એક દહાડો જ્યારે બાપુ ગામડેથી શહેરમાં ગયા એટલે "અકસ્માત્" પિસ્તોલ ફૂટી જવાથી સાશાનું મરણ નીપજ્યું. અકસ્માત્ તો તે કહેવાતો એટલું જ. ખરી વાત એવી હતી કે, કોઇ બીજા જાગીરદારને ત્યાંની ગુલામ યુવતીને તે ચાહતો હતો, પણ તે પરાયા માલિકની મતા હોવાથી સાશા તેને પરણી શકે તેમ નહોતું; એટલે તેણે નાસીપાસીમાં પિસ્તોલનો આશરો લીધો હતો.

ગારેસ્કાને પણ અમારી તરફથી જ મૉસ્કોની ખેતીવાડીશાળામાં મૂક્યો હતો. તેનું ત્યાંનું ભણતર પૂરું થયું એટલે તેના શિક્ષકે બાપુને ખૂબ આગ્રહ કર્યો કે આ તમારા જુવાન ગુલામને છૂટાપણું બક્ષીને વિદ્યાપીઠમાં જવા દો, કેમકે તેની શક્તિઓ એવી અસાધારણ છે કે આગળ જતાં તે રશિયન વિજ્ઞાનના શણગારરૂપ થાય તો નવાઈ નહિ. પણ એ સૌને જવાબ અપાયો કે તેની જરૂર અમારી જાગીરની ખેતીવાડી ખીલવવા માટે બહુ મોટી છે. હકીકત તરીકે, અમારાં ગામડાંની પ્રાથમિક ખેતીમાં તેનું કશું કામ નહોતું. આમ છતાં ગારેસ્કાને અમારા નોકર તરીકે જ,

જમીએ ત્યારે ખાલી તાસક લઇને તહેનાતમાં ઊભા રહેનાર તરીકે, બળજબરીથી રખાયો. આ તેને જરા ય નહોતું ગમતું ને એક વાર તેનાં શેઠાણીએ તેને કમાડ વાસવાનું ફરમાવતાં, તેનો મિજાજ હાથથી ગયોઃ "તમારા દરવાનો નથી એ કામ કરનારા કે તમે આવીને મને કહો છો?" આ સવાલના જવાબમાં–અમારાં અપરમાએ તુરત જ બાપુ પાસે દોડી જઈ અપમાન થયાની ફરિયાદ નોંધાવી હોવાથી–પેલાને રંગરૂટખાતામાં ભરતી કરવા મોકલી આપવામાં આવ્યો. એ અમારું ઘર છોડીને, તેનાં વૃદ્ધ માતાપિતાની હાજરીમાં ગયો, તે વખતનું દૃશ્ય મેં જોએલાં સૌથી હૃદયવેધક દશ્યોમાંનું એક હતું.

પણ આ દાખલામાં તો દૈવે પોતાનું વેર બરાબર લીધું. એવું બન્યું કે સામાન્ય રીતે ઘણા પ્રમાણિક એવા અમારા પિતાથી, પોતાના કોઇ ઉપરીની પર ઉપકાર કરવાનો પ્રસંગ આવતાં કંઈક અપ્રમાણિક વર્તન થઈ ગએલું. આ કારણે લશ્કરમાં તેમને જનરલની ઊંચી પાયરીએ–હક થયા છતાં–ચઢાવ્યા નહોતા. એ બાબતમાં પોતાનાં વગદાર સગાં મારફત ખટપટ કરવા અપરમા સેંટ પીટર્સબર્ગ ગયાં ત્યારે યુદ્ધકચેરીમાં માત્ર કારકુન તરીકે કામ કરતા પણ આખા ખાતામાં જેનું ઘણું ચલણ હતું એવા એક માણસ નામે ઘેરાસિમ ઈવાનોવિચ ક્રુગલોફની પાસે પોતાની અરજ ગુજારવાનું તેમને સૂચવવામાં આવ્યું. મા તો એ સાંભળીને સડક જ થઈ ગયાં. "આ તો પેલો–અમારો ગારેસ્કા જ!" પણ ગારેસ્કા તો ખાનદાન ખવાસનો માણસ હતો. (લશ્કરમાં તેની અસાધારણ શક્તિની ખૂઝ જાણીને ઉપરીઓએ તેને ફક્ત સિપાહી ન રહેવા દેતાં, કચેરીમાં મૂક્યો હતો, જ્યાં તે પ્રકાશી ઊઠયો હતો.) તેણે પોતાથી બનતું બધું કરીને, પિતાજી જેને લાંબા વખતથી ઝંખ્યા કરતા હતા તે રાતી પાટલૂન અને રાતી પટ્ટીના ઓવરકોટના હકદાર એવા જનરલ તેણે તેમને બનાવી દીધા.

આ બધું મેં જે વર્ણવ્યું, તે તો મેં બચપણમાં નજરો-નજર જોએલું તે જ. પણ હું એ વખતે જે જે સાંભળતો તેનું ધ્યાન આપવા બેસું તો એ આનાથી પણ વધારે ત્રાસજનક વર્ણન બને. ગુલામોને જુગારમાં કેમ તેમના માલિકો ખોતા કે મેળવતા; કોઈ વાર બે શિકારી કૂતરાને સાટે કેવી રીતે ગુલામ અપાતો; હજી દાંતે દૂધ ઝરતાં ગુલામ બાળકો કેમ ક્રૂર કે દુરાચારી જાગીરદારોને વેચાતાં; કોઈ છોકરી કે કોઈ જિંદગીભરના નોકર ડોસાને કંટાળીને કેમ આપઘાત કરવો પડતો; કોઈના ગુલામો બંડ ઉઠાવે તો કેવી રીતે લશ્કરવાળા તેમનો જીવ માર મારીમારીને લેતા; કલ્પવી પણ કઠણ એવી ગરીબી કેટલી બધી એ સમયે રશિયામાં-ખાસ કરી શહેનશાહી માલિકીનાં ગામડાંમાં-ચાલુ હતીઃ આ સર્વની પૂરી વિગતો આપી હોય તો રોમાંચ ખડાં કરી દે એવી તે એકએક વાત છે.

ગુલામોનું જીવનભરનું સ્વપ્ન એ જ હતું કે છૂટા કેમ થવાય, સ્વાતંત્ર્ય કેમ ખરીદાય. પણ એ સ્વપ્ન સહેલાઈથી સિદ્ધ થાય તેમ નહોતું; કેમકે માલિક જે મોંમાગ્યા દામ સ્વાતંત્ર્યના બદલામાં માગે, તે બહુ થોડા પાસે હતા.

એક વાર બાપુએ, મને જેની ખબર જ નહિ એવો પોતાનો એક અનુભવ મને કહ્યો હતો. અમારાં માતાનું રૂહ એક શાંત રાત્રે એકાંતમાં તેમને દેખાયાની એ વાત હતી. તમે હવેના છોકરાઓ ભૂતપ્રેતમાં માનતા નથી, પણ મેં તો તેને સગી આંખે જોએલી અને મેં જ્યારે એને જોઈ," એલેક્સિસ, તેં મારી મરણ-પથારી પાસેના તારા વચન મુજબ મારી દાસી માશાને કેમ છૂટાપણું બક્ષ્યું નથી ?" આમ ઝીણે સાદે પૂછતી સાંભળી ત્યારે હું ચથરી ઊઠેલો, ખુરસીમાંથી ઊ પડેલો; નોકરોને જગાડી પૂછ્યું, તો કહે, અમે તો કંઇ નથી એવું. વળતી જ

સવારે તેની કબર આગળ 'લિટની' ગવરાવીને માશાને છૂટી કરી–વગેરે વિગતો એમણે કહી હતી.

બાપુ ગુજરી ગયા ત્યારે તેમની દફનક્રિયાવેળા માશા પોતાને ગામથી આવી હતી. હવે તે પરણી હતી અને તેનું કુટુંબજીવન સુખી હતું. તેને ઉપલી વાત હસતાંહસતાં મારા ભાઈ અલેકઝાંડરે કહી અને પૂછ્યું: "બોલ, તને કંઈ ખબર હતી કે બાએ જ તને એ રીતે ગુલામીમાંથી છોડવેલી ?"

માશા બોલી: "એ બધું બન્યાને ઘણાંઘણાં વરસ વીતી ગયાં છે એટલે હવે તમને જે બનેલું તે કહેવામાં હરકત નથી. મેં જોયુ કે શેઠસાહેબ પોતાનું વચન ભૂલી ગયા છે એટલે, એ તો હું જ બધાં સફેદ કપડાં પહેરીને એ રીતે શેઠાણી જેવા સાદે બોલી હતી. એ રીતે મેં શેઠજીને એમના વચનની યાદ દેવરાવેલી; પણ મેં આવું કર્યાનો તમે ધોખો તો નહિ કરો ને; કરશો ?"

"ના રે ના"

બાપુ જીવતા ત્યારે, ગુલામી નાબુદ થયા પછી એક વાર અમે એની વાતે ચડેલા. એ વખતે જાણેલી વિગતો પરથી મને લાગેલું કે બાપુનું ગુલામો ભણીનું વર્તન તો પ્રમાણમાં ઘણું નિર્દોષ ગણાય. બીજા કેટલાક તો એવા હતા કે જુવાન દાસીઓની એકલ દશાનો ગેરલાભ લેવા પણ ચૂકે નહિ. એવો એક હેવાન તો ખેડૂતાણીઓને હાથે જાન ખોતો માંડ બચ્યો હતો.

૯

# ક્રિમીઅન વિગ્રહ: ઝારનું મરણ

**મને** ક્રિમીઅન વિગ્રહ બરાબર યાદ છે. મોસ્કોના શહેરી સમાજ પર તો તે મહાસંકટની કંઇ જીવ જેવી અસર થએલી વર્તાતી નહોતી, પણ જ્યાં રંગરૂટોની ભરતી થતી હતી ત્યાં–ગામડાંમાં–અમે સ્ત્રીઓને મરશિયા ગાતી વારંવાર સાંભળતાં અને ભય ને શોકનું વાતાવરણ વ્યાપેલું રહેતું. બીજા દેશોની આમ-પ્રજામાં કંઇક અછકલાવેડા મેં આવે પ્રસંગે જોયા છે, તે આ લડાઇ વખતે રશિયામાં નહોતા; કેમકે રશિયનો લડાઇને દૈવી આફત ગણે છે અને તેને ઊંડી ગંભીરાઇથી, અસહાય ને પ્રારબ્ધ-વશ બનીને, વેઠે છે.

બીજા ઘણાની જેમ મારા ભાઈ નિકોલસને પણ યુદ્ધઘેલછા લાગુ પડી હતી. કિશોરચમૂની શાળાનો પોતાનો અભ્યાસક્રમ પૂરો કર્યા પહેલાં જ કૉકેસસમાંના સૈન્યમાં તે જોડાઈ ગયો. ત્યારપછી મેં ફરીથી તેનું મોં દીઠું નથી.

૧૮૫૪ ની પાનખરમાં, યુદ્ધપ્રદેશમાં આવેલા સેબાસ્ટોપોલથી અમારાં ઓરમાન માની બે બહેનો અમારી સાથે રહેવા આવેલી તેમની પાસેથી મેં, સેબાસ્ટોપોલ ભણી વેગથી ધસ્યે આવતા

દુશ્મનોથી તે શહેરનું રક્ષણ કરવાનું કામ રશિયનો માટે કેટલું કપરું થઇ પડ્યું હતું, કેવી મોટીમોટી દમામદાર યુદ્ધનૌકાઓ અમારા લશ્કરે દુશ્મનના હાથમાં જતી બચાવવાને ડુબાડી દેવી પડી હતી, રસ્તામાં કેવીકેવી ભારે મુસીબતો વેઠતાં સેબાસ્ટોપોલથી નાસી છૂટેલાં તેઓ સૌ મોસ્કો લગી આવ્યાં હતાં—આ બધા બનાવોને લગતી રસભરી વિગતો મેં સાંભળી હતી.

પહેલો નિકોલસ મરણ પામ્યો ત્યારે મને તેરમું વરસ ચાલતું હતું. એ શુક્રવાર તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૫૫, એ દિવસે મરી ચૂક્યો હતો; છતાં, એ માઠા સમાચાર પ્રજાને તે માટે તૈયાર કરીને જ આપવાના હેતુથી, રવિવારની બપોર લગી તો, તે બહુ માંદો છે એવી વાત ફેલાવીને તેના આરોગ્ય માટે દેવળોમાં સૌ પાસે પ્રાર્થનાઓ કરાવવામાં આવેલી. પણ, પડોશના શહેરમાં ભરાયલી ગુજરીમાં ગએલા અમારા નોકરોએ ત્યાંથી ખરા ખબર એક વાર આણ્યા એટલે અમીરોના એકેએક ઘરમાં ભયભીતપણાનું વાતાવરણ પ્રસર્યું; કેમકે હવે આખા રશિયાના ગુલામો બંડ ઉઠાવશે એમ મનાતું હતું. સાંભળ્યા પ્રમાણે, ગુજરીમાં પણ લોકોએ જ્યારે રાજાના મોતની વાત સાંભળી ત્યારે દિલગીર થવાને બદલે તેઓએ માંહોમાંહે બંડની ભયંકર વાતો જ કરવા માંડેલી. અમારા નોકરો સુદ્ધાં એકબીજા સાથે જે છાની ઘુસપુસ કરતા હતા તે, હવે જે સ્વાતંત્ર્ય મળવાની તેમને આશા હતી, તેને વિષેની જ હશે.

એ દિવસે સેંટ પીટર્સબર્ગના રાજમાર્ગો પર તો, શિક્ષિત-વર્ગનાં માણસો પણ, રાજાનું મરણ નીપજવાના સમાચાર એક-બીજાને આપતાંઆપતાં આનંદથી ભેટતા હતા. સૌ કોઇને એમ લાગવા માંડ્યું હતું, કે નિકોલસ ગયો એટલે હવે ખૂનખાર ક્રિમીઅન વિગ્રહ બંધ પડવાનો, અને તે 'લોખંડી જુલમગાર'ના અમલ દરમિયાન પ્રજાની જે અસહ્ય દુર્દશા થએલી, તેનો પણ

અંત આવવાનો. એક વખતે એમ પણ બોલાતું હતું, કે ઝારને કોઈએ ઝેર દઈને જ મારી નાખ્યો હતો. પણ પાછળથી ધીમે ધીમે જણાયું કે એ તો કશીક શક્તિસંવર્ધક માત્રા બહુ મોટા પ્રમાણમાં ખાવાને પરિણામે મૂઓ હતો.

૧૦

## મનોવિકાસઃ પત્રકારિત્વની શરૂઆત

હું પંદરેક વરસનો થયો ત્યારે, ૧૮૫૭ના ઑગસ્ટમાં, કુમાર-વયના રાજપરિચારકો ('પેજ') માટેની નિશાળે બેસવા માટે સેંટ પીટર્સબર્ગ જવાનું થયું હતું. ત્યાં જવા મેં ઘર છોડયું ત્યારે હજી હું બાળક જેવો જ હતો. પણ, મનુષ્યનાં સ્વભાવલક્ષણો સામાન્ય રીતે મનાય છે તેના કરતાં વધારે વહેલાં નિર્ણીત થઈ ગયાં હોય છે અને હવે મને સ્પષ્ટ સમજાય છે, કે એ વખતે હું દેખાવે બાળક હતો છતાં, પાછળથી જેવો હું ઘડાયો તેવો જ ઘણે ભાગે ત્યારે પણ હતો. મારા મનનું રુચિતંત્ર તથા મારી બીજી વૃત્તિઓ તે કાળે નિર્ણીત થઈ ચૂકી હતી.

મેં અગાઉ કહ્યું જ છે તેમ, મારા માનસિક વિકાસને પહેલવહેલો ચોક્કસ દિશામાં વેગ આપનાર અમારા રશિયન ગુરુજી નિકોલાય પાવલોવિચ સ્મિર્નોફ હતા. તેઓ પોતે સાચા સાહિત્ય-રસિક હતા; અને તે એટલે સુધી કે, જે જે મહાન રશિયન સાહિત્યકારના–ગ્રિબોયેડોફ (મોલીએર જેવાં હાસ્યરસનાં નાટકો લખનાર), ગોગોલ, પુશ્કિન, લેર્મોન્ટોફ, એ. કે. ટોલ્સ્ટોય, રાયલેયેફ સર્વના–વધુઓછા પ્રમાણમાં નિષેધ એવા ગ્રંથો અમને

પ્રસિદ્ધ કરવાની મનાઇ તે વખતે (નિકોલસ પહેલાની નિરંકુશ સેન્સોરશિપને પ્રતાપે) હતી, તે આખા ને આખા ગ્રંથોની નકલ તેઓ ઉતારી લેતા. આમાં તેમને હું પણ કેટલીક વાર મદદ કરતો. એમની માફક મને પણ, અમારા મૉસ્કોમાં ગોગોલ અને હર્ઝન જેવા જે જે મહાન લેખકો થઇ ગયા હતા તેમને માટે સવિશેષ પક્ષપાત હતો. અમે તેમનાં ઘરોને પણ ઊંડા આદરભાવથી નીરખતા. ગોગોલ ૧૮૫૧માં મરી ગયો ત્યારે હું નવ જ વર્ષનો હતો અને તેનું કંઈ વાંચ્યું પણ નહોતું, પરંતુ એ બનાવને લીધે મૉસ્કોમાં ફેલાયલી ગમગીનીનો મધુરો–ઘેરો સંસ્કાર હજી મારા મન પર સ્પષ્ટપણે રહ્યો છે. એ લાગણીનું સુરેખ પ્રતિબિંબ ટર્ગેનેફે એક યાદગાર નોંધમાં પાડ્યું છે—જે નોંધ લખ્યા બદલ ઝાર નિકોલસે તેને અટકમાં લઇને તેની પોતાની જાગીર પર દેશવટે મોકલી દીધો હતો.

ગોગોલનાં પુસ્તકો મેં જ્યારે અગિયાર કે બારની ઉંમરે વાંચ્યાં ત્યારે તેની સબળ અસર મારા મન પર થઈ હતી અને મારાં શરૂઆતનાં લખાણો તેની હાસ્યરસિક કૃતિઓના અનુકરણ તરીકે લખાયલાં. જિંદગીભર મને ઇતિહાસમાં જે રસ પડ્યો છે તેનાં પ્રેરક બળો તે, એ અરસામાં જ મેં વાંચેલી ઝાગોસ્કિનની ઐતિહાસિક નવલકથા 'યુરીમિરોસ્લાવ્સ્કી,' પુશ્કિનની ૧૬૧૨ના ગુલામ–બંડ વિષેની 'કૅપ્ટન્સ ડૉટર' અને ડયૂમાની 'ક્વીન માર્ગરેટ.' રશિયન કવિ નેક્રાસોફનાં કાવ્યો મને બચપણથી જ પ્રિય હતાં ને ઘણાં તો મોઢે પણ ચડી ગએલાં.

મેં પોતે કંઇકકંઇક લખવા માંડ્યું ત્યારે પણ સ્મિર્નોફ મને ઉત્તેજન આપતા અને સૂચનાઓ કરતા. સૌથી પહેલું મેં લખેલું તે 'હિસ્ટરી ઑફ સિક્સ પેન્સ' જેમાં એ સિક્કો કેટકેટલાં માણસોના હાથમાં ગયો તેને લગતાં પાત્રો સરજવામાં અમે સૌ મઝા

લેતા. અલેક્ઝાંડર પણ લખતો થઈ ગયો હતો. તે કાવ્યો રચતો. પાછળથી તે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના ઇતિહાસ તરફ ન વળ્યો હોત તો નામ કાઢે તેવો કવિ થાત.

એ ઊગતી વયે પણ મને પત્રકારિત્વનું આકર્ષણ થયું હતું. મારા બારમા વર્ષમાં અમે અમારા ઘરમાં એક હસ્તલિખિત દૈનિક પત્ર મારા તંત્રીપદ નીચે શરૂ કર્યું હતું. અમો બાળકોના હાથમાં એને માટે ફાજલ કોરા કાગળ પણ આવતા નહિ, તેથી મુશ્કેલી તો પડતી, પણ અમે તેને પહોંચી વળતા. બીજો સવાલ એ હતો, કે અમારા નમૂના તરીકે કયું પત્ર લેવું? બાપુ મંગાવતા એ તો મૉસ્કોનું પોલિસ ગેઝેટ જ, જે અમારે મન નકામું હતું. અને ક્રિમીઅન લડાઇ શરૂ થયેલી નહિ, એટલે અમે બહારનાં છાપાં પણ મંગાવતાં નહિ. (એ શરૂ થયા પછી એના તાજા ખબર જાણવા મગાવતાં.) એટલે મારા દૈનિકમાં "આજે જંગલમાં અમે ફરવા ગએલા; ત્યાં સ્મિર્નોફે બે પંખી વિંધ્યાં" આવાઆવા સમાચારો જ પ્રસિદ્ધ કરી શકાતા.

એવા દૈનિકથી મને અસંતોષ થયો એટલે ૧૮૫૫માં મેં એક માસિક શરૂ કર્યું. અલેક્ઝાંડરનાં કાવ્યો, મારી નાનીનાની નવલકથાઓ અને બીજું કેટલુંક અરસુરણ પરચુરણ તેમાં આપવામાં આવતું. આ પત્ર વહેવારદૃષ્ટિએ હમેશાં જ સ્થિર હતું; કેમકે તેના ગ્રાહકો પૂરતી સંખ્યામાં હતાઃ એક તો તંત્રીસાહેબ પોતે; અને બીજા અમારા ગુરુજી, જેઓ અમુક કોરા કાગળનાં પાનાંરૂપે પોતાનું લવાજમ બિનચૂક, નિયમસર, અમારે ત્યાંની નોકરી છોડ્યા પછી સુદ્ધાં, મોકલતા. બદલામાં તેમને માટે હસ્તલિખિત માસિકની બીજી નકલ હું ખૂબ કાળજીથી તૈયાર કરતો.

સ્મિર્નોફસાહેબની જગ્યાએ વૈદ્યકના વિદ્યાર્થી એન. એમ. પાવલોફ આવ્યા, તેઓ પણ અમારા આ કામમાં મદદ કરતા.

કોઇ વાર પોતાના કોઇ મિત્રનું કાવ્ય આણી આપે ને કોઇ વાર, હજી લગી બીજે નહિ છપાયલું તેવું મૉસ્કો યુનિવર્સિટીના કોઇ અધ્યાપકનું ભૂગોળ વિશેનું વિદ્વત્તાભર્યું વ્યાખ્યાન માસિક માટે લાવે.

જે શાળામાં અલેક્ઝાંડર ભણતો ત્યાં અમારા આ સાહસની વાત પહોંચતાં જ, ત્યાંના વિદ્યાર્થીઓએ અમારી સામે હરીફ માસિક શરૂ કર્યું. તેમાં રશિયન માસિકોનું એક ખાસ અંગ–ગ્રંથાવલોકન–હતું, એ જોઇ અમે ગભરાયા, કેમકે અમારામાંથી કોઈ પણ ગ્રંથવિવેચક હતો જ નહિ. પણ એ લોકોના કોઇએક નબળા ને ડોળી વિવેચનની સામી ટીકા તરીકે અલેક્ઝાંડરે એક એવો તો ઝાટકણી કાઢતો લેખ લખ્યો કે શાળામાસિકવાળાને હવે ગભરાવાનો વારો આવ્યો. તેમણે માસિક બંધ જ કર્યું ને તેમના લેખકો અમને મળ્યા એટલે અમે અમારા ત્યાર પછીના અંકમાં ધામધૂમથી જાહેર કર્યું કે અમુકઅમુક પ્રખ્યાત લેખકોનો "સ્વાંગ સહકાર" પામવા અમે ભાગ્યશાળી થયા છીએ.

બે વર્ષના જીવન બાદ ૧૮૫૭ના ઑગસ્ટમાં માસિક અમારે બંધ કરવું પડયું, કેમકે હવે મારું જીવન જ પલટો લે તેમ હતું. ઘર છોડીને મારે સેંટ પીટર્સબર્ગની શાળામાં જવાનો વખત આવી પહોંચ્યો હતો. હું ત્યાં ને અલેક્ઝાંડર મૉસ્કોમાં; અમારો બેનો માસિકકારો તરીકે કયાં હવે મેળ ખાય? લશ્કરી શાળામાં મારે પણ તેની જેમ દાખલ થવું પડવાનું છે, એ નજીક આવતી સ્થિતિને ત્યાં ગયા પહેલાં પણ હું એક દુર્ભાગ્ય લેખતો થઇ ગયો હતો.



# વિભાગ બીજો : કુમારચમૂની શાળામાં

## ૧

## પહેલા અનુભવો

૧

**આ** પ્રમાણે મારા પિતાની લાંબા વખતની ઇચ્છા બર આવી. મને સેંટ પીટર્સબર્ગ લઈ જવામાં આવ્યો અને હું ત્યાંની કુમારચમૂની[1] શાળામાં દાખલ થયો. તેમાં માત્ર દોઢસો કુમારો હતા અને તે મોટે ભાગે રાજદરબાર સાથે સંબંધ ધરાવતા અમીરઉમરાવોના છોકરા હતા. તે ખાસ હકો ભોગવતી અર્ધી લશ્કરી તાલીમ લેવાની નિશાળ અને અર્ધી શહેનશાહી કુટુંબ સાથે જોડાયલી સરકારી સંસ્થા હતી. શાળામાં ચાર કે પાંચ વર્ષ કેળવાયા પછી, જેઓ છેવટની પરીક્ષાઓમાં પાસ થાય તેમને તેમની પોતાની પસંદગીની પલટણમાં—એ પલટણમાં એ વખતે ખાલી જગ્યા હોય કે ન હોય તોપણ—અફસરો તરીકે દાખલ કરવામાં

૧. આગલા એક પ્રકરણમાં સૂચવાયલા 'પેજ'ની પદવી માટે છોકરાઓને કેળવવાની શાળા: corps of pages.

આવતા. પાસ થએલામાંથી સૌથી ઊંચા વર્ગના સોળ કુમારો કુમારરાજ[1] નિમાતા. આ અલબત ઘણું મોટું માન ગણાતું અને તે પામનારને ઝાર કે ગ્રાન્ડ ડ્યુકોના એડ-ડી-કાં (અંગરક્ષક) તરીકે અથવા તો બીજી કોઈ રીતે રાજ્યમાં જ્વલંત કારકિર્દી માણવાનો લહાવો મળી શકતો. આ કારણે, રાજદરબાર સાથે કશોએ સંબંધ ધરાવનાર માબાપો ખાસ ચીવટ રાખીને, એવા સંબંધ વિનાનાં કુટુંબોના છોકરાઓના હિતને ભોગે પણ –તેવાને શાળામા સ્થાન ખાલી જગ્યાને અભાવે ન મળે તો તેમ થવા દઈને પણ –પોતાના જ છોકરાને આ કુમારચમૂની શાળામાં દાખલ કરાવતા. હુ તો હવે આ આવા વિશેષ અધિકારો ભોગવતી શાળામાં પ્રવેશ પામી ચૂકયો એટલે બાપુ ચાહે સો મનોરમ સ્વપ્ન મારા ભાવિ વિશે જોવા માંડી શકે તેમ હતું.

શાળામાં પાંચ વર્ગ હતા–જેમાંનો પહેલો વર્ગ સૌથી ઉપલો હતો. મને પહેલાં તો ચોથા વર્ગમાં મૂકવાના હતા, પણ પ્રવેશ-પરીક્ષા વખતે મારું દશાંશપદ્ધતિનું જ્ઞાન સહેજસાજ કાચું માલૂમ પડવાથી એ એક નાના નજીવા કારણસર જ મને પાંચમામાં બેસાડયો. મારું ચાલ્યું હોત તો જે નિશાળે મારે બેસવું પણ નહોતું, તેમાં આ રીતે ચાર નહિ ને પાંચ વર્ષો મારે કાઢવાં પડશે એ ખ્યાલે મને એ વખતે તો બેશક ખૂબ માઠું લાગ્યું અને હું મારો અણગમો અમારા નિરીક્ષક તેમ જ શિક્ષકો આગળ વગર-અચકાયે જાહેર કરતો. તેઓ મારા દુઃખમાં સહભાગી છતાં નિરુપાય હતા. પણ હવે મને લાગે છે કે જે થયું તે એક રીતે સારું જ થયું. કારણ, પાંચમા વર્ગમાં જે કંઈ શીખવાનું હતું એ તો મને ઘરના આજ લગીના અભ્યાસને પ્રતાપે જિહ્વાગ્રે જ હતું. તેથી માત્ર

૧. રાજકુળમાં નરનારીઓની નિકટની સેવામાં રહેનાર કુમારો: pages de chambre.

વર્ગમાં ધ્યાન આપવા સિવાય મારે પાઠ તૈયાર કરવામાં બિલકુલ વખત રોકવો પડતો નહિ. આ ફાજલ વખતમાં તેમજ પરીક્ષા પાસે આવે ત્યારે તેની તૈયારી માટે પડતી રજાઓમાં હું પુષ્કળ સર્વ-સામાન્ય વાચન કરી શકતો. વાંચવા ઉપરાંત શેક્સપીઅર કે ઓસ્ટ્રોવ્સ્કીનાં નાટકો મારા ભાઇબંધોને પણ વાંચી સંભળાવતો. આમ વધારી શકાયું તે સામાન્ય જ્ઞાન શાળાનાં જ ઉપલાં ધોરણોમાં પણ મને ઘણું મદદગાર નીવડયું.

શાળાનિવાસના પહેલા વર્ષ દરમિયાન મને મળેલ વધારાનો વખત કેટલોક નકામો પણ ગએલો. તે એવી રીતે કે જેઓ સેંટ-પીટર્સબર્ગમાં ઊછર્યાં ન હોય તે સૌને ત્યાંની અત્યંત ભેજવાળી હવાને લીધે જે કોલેરા કે ટાઇફૉઇડ વરતાયા વિના ન રહેતા, તે મારે ભાગે પણ આવ્યા હતા. ત્યાં ગયા પછીનો પહેલો શિયાળો અર્ધોઅર્ધ મારે ઇસ્પિતાલમાં ગાળવો પડ્યો હતો.

૨

હું કુમારચમૂની શાળામાં દાખલ થયો ત્યારે તેના આંતર-જીવનમાં અસાધારણ પરિવર્તન થવા માંડ્યાં હતાં. એ સમયે આખું યે રશિયા પહેલા નિકોલસના રાજ્યઅમલ દરમિયાન પ્રજામાં પ્રવર્તેલી ઘોર નિદ્રા અને ભયંકર માઠા સ્વપ્નમાંથી જાગી ઊઠીને સળવળવા લાગ્યું હતું. આ નવી જાગૃતિનો પ્રભાવ અમારી શાળા પર પણ પડ્યો હતો. આ કાળ જ્યારે શરૂ થયો નહોતો ત્યારે જે જડતા અહીં પ્રસરી રહેલી હતી તે વખતે–એક કે બે વર્ષ વહેલો–હું અહીં આવ્યો હોત તો કાં તો એ વ્યાપક જડતાની અસર હેઠળ મારું સઘળું મનોબળ કચરાઇ ગયું હોત, અથવા તો શાળા-માંથી મને બરતરફ કરત–મારા જેવા એકાદની ત્યાં કેમે કરતાં નહિ સમાઈ શકતી ઉદ્દામ વૃત્તિઓને લીધે–કે જેનાં પરિણામ પણ

કોણ જાણે કેટલાં ય ગંભીર નીવડત. પણ સદ્‌ભાગ્યે, ૧૮૫૭માં હું ત્યાં ગયો ત્યારે દેશની જેમ શાળામાં પણ જૂનાનવાનો સંક્રાંતિકાળ બેસી ગયો હતો અને વાતાવરણ મારા જેવાના સ્વભાવને છેક જ પ્રતિકૂળ નહોતું.

ચમૂનો મુખ્યાધિકારી એક સરસ વૃદ્ધ પુરુષ નામે જનરલ એલટુખિન હતો. પણ એ તો અમારો નામનો જ મુખી હતો. ત્યાં સાચો સત્તાધારી તો હતો તે કે જેને અમે 'કર્નલ' તરીકે જ ઓળખતા–કર્નલ જિરાર્દો એમનું નામ હતું. રશિયન રાજ્યની નોકરીમાં રહેલા તેઓ જાતે ફ્રેંચ હતા ને જેસુઇટ પંથના હતા. તેમની શિસ્ત તેમજ શિક્ષણપદ્ધતિ ફ્રેંચ જેસુઇટ કૉલેજોમાં હોય છે તેવી જ અણીશુદ્ધ, કાર્યસાધક અને સખ્ત હતી.

આ જિરાર્દોસાહેબની મૂર્તિને તમારે મન આગળ ખડી કરવી હોય તો એક ટૂંકોશો સુકલકડી આદમી કલ્પો; તેની આંખો કાળીખૂર, સોંસરવેધી ને છાનીછપની આમતેમ ફરનારી હોવાથી અને મૂછો ટૂંકીટૂંકી કપાવેલ હોવાથી, તેનો ચહેરો બિલાડાને મળતો આવતો; માણસ ઘણા જ શાંત અને મક્કમ સ્વભાવના; મુખે બુદ્ધિનાં તેજ ન મળે, પણ ખંધાઈ ચાહો તેટલી ભરી હતી; તેમનું હૈયું એટલે જુલ્મગારનું હૈયું–તે એટલે સુધી કે પોતાથી મુગ્ધ ન થનાર છોકરા ભણી તે દ્વેષ કેળવતા. તે દ્વેષ પાછો અવારનવારની પજવણી પછી શમી જાય તેવો અલ્પજીવી નહિ, પણ ઊંડો, સ્થિર દ્વેષ, જેને તે નિરંતર પોતાના સમગ્ર વર્તનથી–કોઇ વાર એકાદ પ્રાસંગિક શબ્દથી, કોઇ વાર મુખચેષ્ટાથી, કોઈ વાર સ્મિતથી કે વળી ઉદ્‌ગારથી, આમ અનેક રીતે–વ્યકત કરતા. તેઓ ચાલતા નહિ પણ જાણે સરતા ને સરે છે એવો જોનારનો ભ્રમ દૃઢ થતો તે, માથું ફેરવ્યા વિના ચકળવકળ થતી આંખોએ બધું તેઓ જોઈ લેતા, તેને લીધે. તેમને મુખે

સદા ય ડંડીગાર શુષ્કતાની છાપ પડેલી જ રહેતી; પોતે ભલા દેખાવાની કોશિશ કરે ત્યારે પણ એ છાપ જેવી ને તેવી અચળ રહેતી; અને અસંતોષ કે તિરસ્કારનું સ્મિત કરે ત્યારે તો વધારે સખ્ત, ભયાનક બનતી. આ બધું છતાં સેનાપતિનો રૂઆબ તેમનામાં નહોતો; ઊલટું, પહેલી નજરે આપણને એમ જ લાગે કે કોઈ માયાળુ પિતા પોતાનાં બાળબચ્ચાં સાથે, તેઓ ઉંમરે પહોંચેલ સ્ત્રીપુરુષ હોય તેમ, વાત કરે છે. અને તો યે તુરત જ એવું દીસી આવતું કે દરેક જણે ને દરેક વસ્તુએ તેમની જ ઇચ્છાને આધીન થવું પડે છે. કર્નલે અમુક છોકરા ભણી જે પ્રમાણમાં વત્તીઓછી ભલાઈ દેખાડી હોય તે પ્રમાણમાં છોકરો સુખી કે દુઃખી ન જણાય તો તેના ભોગ લાગ્યા જ સમજવા.

સૌ કોઈની જીભે 'કર્નલ' શબ્દ અહર્નિશ રહેતો. બીજા અફસરો નિંદાનામ ('નિકનેમ')થી ઓળખાતા, પણ જિરાર્દોને તેવું નામ આપવાની કોઈની મગદૂર નહોતી. તે જાણે સર્વજ્ઞ અને સર્વવ્યાપક હોય તેમ, એક પ્રકારનું મોહનું વાતાવરણ સદૈવ તેની ફરતું છવાયલું રહેતું. છોકરાઓ પર તો એમની તકેદારી એવી હતી, કે અમારી ગેરહાજરીમાં અમારાં ટેબલનાં ખાનાં પોતાની ચાવીઓથી ખોલીને તપાસે અને દરેક છોકરાની ખુબીખામીની નોંધોવાળી નોંધપોથીઓ પણ કબાટ ભરાય તેટલી રાખે. તેમની આવી સર્વદેશી અસહ્ય કડકાઇને પરિણામે, કેટલા ય કુમળા મનના છોકરાનાં સમગ્ર જીવન પર કાં તો કાળી નિરાશા પથરાઇ હતી અથવા તો તેઓ હમેશ માટે નિર્માલ્ય, પાણીપોચા મનના થઇ ગયા હતા.

૩

કર્નલના શાસનકાળ દરમિયાન ચમૂનું આંતરજીવન અને કુમારોના ચઢઉતર વર્ગોના સંબંધ પણ કષ્ટમય હતા. આ

ઢબની બધી છાત્રાલયસહિતની શાળાઓની જેમ અહીં પણ, નવા આવેલા વિદ્યાર્થીઓને જૂના અને ખાસ કરીને ઉપલા વર્ગવાળા, તો પાર વિનાની કનડગત ક્ષુદ્ર બાબતોમાં કરતા હતા. અમારે ત્યાંનો ઉપલો વર્ગ એટલે તો કુમારરાજ થવાના હતા તે વિદ્યાર્થીઓ—જેમની પદવી હમણાંથી જ બિનસનદ અફસરોની હતી ને જેમને તે સ્થાનને ઘટતા અસાધારણ અધિકાર જિરાર્દીએ આપ્યા હતા. તેની પદ્ધતિ એવી હતી કે એ બધાને મનધાર્યું કરવાની સદર પરવાનગી આપવી, તેઓ નાના છોકરાઓ પર ત્રાસ વર્તાવતા તેનાથી અજાણ હોવાનો ડોળ ઘાલવો અને તેમને હથિયાર બનાવીને કડક શિસ્ત એ રીતે આખી શાળામાં પળાવવી. નીચલા વર્ગનો જે કોઇ વિદ્યાર્થી કુમારરાજની સામે નજીવી બાબતમાં સુદ્ધાં સહેજ પણ માથું ઊંચકે, એટલે એ એવા પંદરવીસ છોટા અફસરો પેલા નાફરમાન વિદ્યાર્થીને રાત્રે એક અંધારા ઓરડામાં ઘેરાઈ વળે અને કઠ્ઠણ ઓક—લાકડાની આંકણીએથી તેને પીટી નાખે. આવું બનતું, તે અમારા કર્નલસાહેબની મૂગી સંમતિથી જ.

કુમારરાજોની જોહાકી બીજાં પણ અનેક સ્વરૂપ ધારણ કરી શકતી. હું શાળામાં આવ્યો તેના આગલા જ શિયાળા સુધીની તેમની માનીતી રમત સર્કસ-સર્કસ રમવું એ હતી. તેઓ કેટલાક નાના વિદ્યાર્થીઓને રાત્રે માત્ર તેમના સૂવાના પોશાકમાં, એક મોટા ઓરડામાં ગોળાકારે ઊભા રાખતા. એ કુંડાળાની અંદર તથા બહાર થોડાથોડા પહેલા વર્ગવાળા મોટા કુમારો જાડા રબ્બરના ચાબુક લઈને ઊભે. પછી નાનાઓને તેઓ હુકમ કરે કે આમ જ ગોળ ચક્કરમાં દોડવા માંડો; અને પેલાઓ દોડે તેમતેમ આ મોટાઓ બંને બાજુથી તેમની પીઠ પર નિષ્ઠુરતાથી ચાબુકના સટાકા બોલાવ્યે જાય. આ સર્કસરમતનો અંત જે રીતે આવતો તે શિષ્ટ સમાજમાં અકથ્ય છે. નીતિના જે ખ્યાલો તે જમાનામાં પ્રવર્તતા અને

વળતી સવારે રાત્રે સર્કસ પછી શું બનેલું તેની જે ગંદી વાતો નિશાળમાં થતી, તે બધું એવું હતું કે એ વિશે જેમ અહીં ઓછું બોલાય તેમ વધુ સારું.

આ બધું ય કર્નલ સારી રીતે જાણતા; કેમકે તેમની જાસુસી જાળ પણ મજબૂત વણામલી ને સર્વત્ર ફેલાયલી હતી. પણ તેઓ જાણીબૂઝીને એવા ગમે તેટલી નામોશીભર્યાં બનાવો તરફ પણ આંખમિંચામણાં કરતા. આ વલણ પર તો એમની આકરી શિસ્ત-પદ્ધતિનો પાયો જ ચણાયલો હતો.

તોપણ, મારા આવ્યા પહેલાં થોડે જ મહિને શાળામાં નવો જુસ્સો જાગવા માંડચો હતો. તે વર્ષે ત્રીજા વર્ષવાળા વિદ્યાર્થીઓ બહુ પાણીદાર હતા. તેમનામાંનો એક તો આખા ય સમૂમાં સૌથી ઊંચો હતો; કોપ્ટોફ કરીને એક ઘણો જ બળવાન બીજો જુવાન હતો; અને ફૉં શાઉફ નામે કાન્ટની ફિલસૂફીનો એક ભાવના-શાળી અભ્યાસી હતો. આ ત્રણે જણની આગેવાની હેઠળ ત્રીજા વર્ષના વિદ્યાર્થીસંઘે, અમુક એક બનાવ જે મને વર્ણવવો નથી ગમતો, તેને પરિણામે પહેલા વર્ષવાળાઓને સારી પેઠે ઠમકેર્યા. આ બનાવની ઝાઝી હો–હા થતી જિરાર્દોએ અટકાવી, પણ એટલું તો ચોક્કસ કે પહેલા વર્ગના કુમારરાજેની મદાંધ સત્તાને એનાથી સદાનો એક મજબૂત ફટકો પડચો. ચાબુકો ફરી કદી ચમચમ્યા નહિ અને સર્કસો કદી રમાયાં નહિ.

આટલી જીત તો થઈ. પણ સૌથી છેલ્લો–એટલે કે અમારો પાંચમો–જે વર્ગ, તેનાં દુઃખોનું નિવારણ હજી બાકી હતું. કુમારરાજે અમને લોકોને સતાવતા, તે જુદી રીતે. અમારે આંગણે એક સુંદર બગીચો હતો અને પુષ્કળ પુરાણાં ઊંચાં વૃક્ષો વડે કરીને એ વિશેષ શોભતો. પણ એમાં હરવાફરવાની છૂટ અમને પેલા

મુરબ્બીઓ લેવા દેતા નહિ. પોતે બગીચામાં બેસીને હવા ખાતા હોય ત્યારે, બસ વગર કારણે જ, તેઓ અમને તેમાં ચક્કરચક્કર દોડયા કરવાની ફરજ પાડતા; અથવા તો, પોતે 'નાઇન પિન્સ'ની રમત રમે ત્યારે દડો લઈ આવવા અમને તગડાવતા. મેં તો પહેલા એકબે દહાડાના અનુભવ પછી એમના મગજના આવાઆવા કાંટાઓને વશ થવાની મક્કમપણે ના પાડી હતી, બદલામાં માર ખાધો હતો અને બન્યો તેટલો બચાવ મારની સામે મારા નાના, પેલાના કરતાં ઓછા બળવાન હાથે કર્યો હતો. આ પછી કોઇ પણ છોકરાને જીવ પર આવીને કંઇક કરી નાખવાનું મન થાય તેટલી હદ સુધીની જે સતામણીઓ મને ધૂળ જેવી બાબતોમાં થવા લાગી તેની કાં તો હું અવગણના કરતો અથવા તો, મારો સ્વભાવ રહ્યો આનંદી, એટલે મશ્કરીમાં ઉડાવી દેતો.

અમને બાલકુમારોને સતાવવાની એક બીજી રીત પણ તે વખતે પ્રચલિત હતી. શાળાના મકાનની છેક ઊપલી મેડીએ 'ટાવર' નામનો એક અલાયદો ઓરડો હતો. તેમાં વડા કુમારો શિયાળા ને ચોમાસાની રાતે દશ વાગ્યા પછી એકઠા થતા અને ભડભડાટ બળતી ત્યાંની સગડીએ તાપતાતાપતા અને બીડીઓ ફૂંકતાફૂંકતા સાડાઅગીઆર લગી ટોળટપ્પા ચલાવતા. પરંતુ આ લહેર પોતે બેફિકર રહીને ઉડાવી શકે તે માટે, કર્નલ ત્યાં એ વખતે અચાનક આવી ચઢીને એમને આમ નિયમ વિરુદ્ધ વર્તતા (દશ વાગે તો સૌએ જ સૂઇ જવાનું હતું) પકડી પાડે નહિ એટલા સારુ, ચોકીબાનોની જરૂર પડે તેમ હતું. એ ચોકીના કામ માટે અમારા વર્ગમાંથી વારાફરતી બબ્બે જણને અમારા હૂંફાળા બિછાનામાંથી, કામળાબામળાથી લપેટાઇ અમે નિરાંતે ઊંઘતા હોઇએ ત્યાંથી, ખેંચી કાઢવામાં આવતા; અમારે પછી હેઠલે માળે આંટા દેવાના ને ભય જેવું હોય તો લહેરીઓને ચેતવ-

વાના. પરંતુ અમારામાં યે હવે તો નવું ચેતન સ્ફુર્યું હોવાથી, આ કુચાલને જડમૂળથી ઊખેડી નાખવાનો નિશ્ચય અમે કર્યો. બીજાત્રીજા વર્ષના કેટલાક વિદ્યાર્થીઓની મદદથી અમે કઇ રીતે બળવો ઉઠાવવો એ નક્કી કર્યું. જે રાતે અમે સામા ઊઠવાનો નિર્ધાર કર્યો હતો, તે રાતે કુમારરાજાએ જેવા અમને જગાડ્યા ને જાગીને અમે ના પાડી એટલે ચામડાનાં ભારે 'બ્રેસિસ'થી ફટકારવા માંડ્યા, તેવા જ અમારામાંના દશપંદર જણ જિરાદો પાસે ધસી ગયા. આવી ગોઠવણ અમે એટલા માટે કરેલી, કે એક વાર તેના ધ્યાન પર આ રૂપમાં વાત લવાય, એટલે આ જુલમનો અંત આણ્યા વિના તેમને નહિ જ ચાલે એવી સલાહ અમને મળી હતી. અને થયું પણ તેમ જ. 'બ્રેસિસ' હજી તો બાલકુમારો પર ઝીંકાયે જતાં હતાં, ત્યાં તો " પહેલો વર્ગ હાજર થાય કર્નલની હજૂરમાં ! " એવો પટાવાળાનો પોકાર અમારી સામુદાયિક ફરિયાદને પરિણામે પડ્યો અને પેલા શૂરવીરો ગરીબ ગાય બની ગયા. " કહેશો નહિ હોં,-કહેશો નહિ, કંઈ બોલશો નહિ " એમ ધીમે રહીને પણ ગભરાતાગભરાતા તેમણે અમારા કાનમાં કહ્યું અને પટાવાળાના પોકારને તાબે થઈ તેની જોડે કર્નલ પાસે ગયા. કર્નલે તેમને શું કહ્યું તેની તો અમને ખબર ન પડી. પણ વળતી સવારે જમવા ગયા પહેલાં અમે છેલ્લા વર્ગવાળાઓ હારબંધ સંક સમારીને ઊભેલા હતા, ત્યાં કર્નલે અમને સંબોધન કર્યું કે પહેલા વર્ગવાળાઓનું ગઇ રાતનું વર્તન બહુ ખેદકારક હતું; નવા છોકરાઓમાંના સૌથી નમ્ર અને નબળાને પણ તેમણે હેરાન કર્યા એ કેવું અણઘટતું, વગેરે વગેરે. આ દંભી ભાષણથી અમને સૌને જુગુપ્સા તો ઘણી થઇ; પણ, તે દિવસથી કુમારરાજા ચોકીની તેમ જ બીજી બાબતોમાં અમને રંજાડવાનું હંમેશ માટે ભૂલી ગયા એ કહેવાની જરૂર છે?

## ૪

અમારી ફતેહ થઈ. અમને સુખ મળ્યુ. પણ હવે અમે બાલકુમારો જિરાર્દોસાહેબને ખૂબ જ ખટકવા લાગ્યા હુ તો એમની આખમા કણા સમાન હતો. મે બગીચામાં નકામી દોટો દેવાની ના પાડેલી, એ વાત એમને કાને પહોચી હતી તેમ જ, અમારા વર્ગે જગવેલા બળવામા મારો હિસ્સો હતો આગળ પડતો આ એમનાથી કેમ ખમાય ? એમનો ખોફ મારી પર તો એટલે સુધી ઊતરેલો, કે શિયાળામા માદગીને લીધે લાબા ગાળા સુધી મારે ઇસ્પિતાલમાં રહેવુ પડતું, ત્યારે હુ માંદો હોવાનો ઢોગ જ કરુ છુ એવી મશ્કરી તેઓ અર્ધા તો તિરસ્કારયુક્ત સ્મિત સાથે કરતા. એકબે વાર તો મે પણ સામો જવાબ મશ્કરીથી દીવો પણ એમની એ કટેવ જ્યારે વારેવારે દેખા દેવા માડી ત્યારે તો મારે આખ ફેરવીને એમને તડકાવવા પડેલા કે આવુ કરશો તો દાક્તરને કહીને તમને અહી આવતા જ અટકાવીશ, શુ સમજ્યા ? આ સવાલ બાદ તેઓ સુધરી ગયા સુધર્યા, પણ એ ટેવપૂરતા જ એમના મનમા તો મારે માટે ખાર રહ્યો જ હતો અમારા ચમૂમા એવો રિવાજ હતો, કે કુમાર દાખલ થયા પછીના બેએક માસમા તેના યુદ્ધવેશને શણગારતુ રક્ક ધાભરણ[૧] તેને પ્રાયમિક કવાયત આવડી જાય, એટલે, કવાયતમાસ્તરની ભલામણથી આપવુ. મારે માટે એવી ભલામણ તો વેળાસર થએલી, પણ કર્નલે મને એ આભરણ મળવા દીધુ નહોતુ. તેના વિના મારો ખભો જોઈને અમારે ત્યાં આવેલા એક સેનાપતિ–નિરીક્ષકે જ્યારે તેના કારણની તપાસ કરી, અને કારણ જાણ્યા બાદ, એ બાબતમાં વચ્ચે ન પડવુ એમ કર્નલને ફરમાવ્યુ, ત્યારે જ મારો ખભો એ આભૂષણથી શણગારાયો.

૧ લશ્કરી અમલદારના પોશાકની ખાધ ઉપરનો સુશોભિત ગુચ્છો–મખમલ, કસબ વગેરેનો બનાવેલ

પણ કર્નલનો પ્રભાવ કમી થતો જતો હતો એમાં તો શંકા નહિ. આખી શાળાનું સ્વરૂપ જ બદલાતું જતું હતું. આજ સુધી જિરાર્દોનો આદર્શ એ હતો કે કુમારોને દરેકેદરેક બાબતમાં–ચહેરો, વાળ, કપડાંની બાબતમાં–રૂડારૂપાળા, ટાપટીપિયા, વરણાગિયા, કુમાર કુમારીઓ જેવા વધુ બનાવવા; એટલે, રાજદરબારમાં સરસ રીતે શોભે. પણ હવે તો તેનું કહ્યું કોઈ માનતું જ નહિ ને જે કોઈ -એવો કુમારીસ્વરૂપ થવા જાય તેની હાંસી થતી. તેઓ અમને ગ્રાન્ડ ડ્યૂકના છોકરાઓ સાથે રમવા પણ કોઇક વાર મોકલતા. એક દહાડો એ બટુકડા ગ્રાન્ડ ડ્યૂકે અમારામાંના એકને હાથરૂમાલનો ચાબુક બનાવી ઝાપટવા માંડયો. આગલા જમાનામાં આ ખમી ખવાયું હોત; પણ હવે તો માર ખાનારે સામો એવો જ માર, મારનારને માર્યો. જિરાર્દો આથી ગભરાયા. પછીથી એમના આશ્રય નીચે જૂના જુલમોને પાછા ચાલુ કરવાની એકબે વાર જે પેરવીઓ થઈ તેના બદલામાં અમે સૌએ એવી તો ધમાલ મચાવી કે અમારો પોકાર સેંટ પીટર્સબર્ગનાં આલીશાન દિવાનખાનાંઓ લગી પહોંચ્યો અને કર્નલ જિરાર્દોને કુમારચમૂના ઉપરીનો હોદ્દો કચવાતે મને છોડવો પડયો.

## ૨

# ચાર જાતના ચાર શિક્ષકો

## ૧

એ અરસામાં રશિયાભરમાં કેળવણીનો પ્રશ્ન નવા દૃષ્ટિબિંદુથી ચર્ચાવા લાગ્યો હતો. સમસ્ત પ્રજાનું જે પુનરુત્થાન હવે થવા લાગ્યું હતું, અને ક્રિમીઅન વિગ્રહ પછીના શાંતિકાળમાં વાણીસ્વાતંત્ર્યના આગલા આકરા નિયમો જે હવે હળવા કરવામાં આવ્યા હતા, તેનું આ શુભ પરિણામ હતું. આમવર્ગનું ઘોર અજ્ઞાન, શિક્ષણપ્રેમીઓના માર્ગમાં આજ લગી રાજ્યે નાખેલી નડતરો, પૂરતી સારી નિશાળોનો અભાવ, જૂનવાણી નકામી થએલ શિક્ષણપદ્ધતિ, અને આ બધાં અનિષ્ટો ટાળવાના ઉપાય શા—આ વગેરે પ્રશ્નો શિક્ષિત વર્ગોમાં, વર્તમાનપત્રોમાં, અમીરોનાં ભપકાદાર દિવાનખાનાંમાં સુદ્ધાં, ચર્ચાવા લાગ્યા. ૧૮૫૭માં પહેલવહેલી રશિયન કન્યાશાળા ઊઘડી. તેની યોજના અને શિક્ષકમંડળ બંને નમૂનેદાર હતાં. કેળવણીનાં બીજાં ક્ષેત્રોમાં પણ, શિક્ષણરસિક અભ્યાસશીલ પુરુષો, જાણે કોઇ જાદુગરીને પ્રતાપે, હવે ઝડપભેર ને મોટી સંખ્યામાં બહાર આવવા લાગ્યાં. તેમણે હવે તો શિક્ષણસેવાને પોતાના જીવનવ્રત તરીકે સ્વીકારી છે અને જ્ઞાન ને અનુભવે સમૃદ્ધ એવાં એમનાં એ વિષયનાં પુસ્તકો કોઇ પણ સંસ્કારી પ્રજાના વાઙ્મયની શોભારૂપ બને તેવાં છે.

આ નવજાગૃતિની અસર અમારી ચમૂશાળા લગી પણ પહોંચી જ. અપવાદો હતા, પણ તે સિવાય તો, શાળાના નીચેના

ત્રણ વર્ગોમાંના બધા વિદ્યાર્થીઓનું ચિત્ત હવે અભ્યાસમાં ખૂબ ચોંટવા માંડયું હતું. રાજ્યના કેળવણીખાતાના ઉપરીઅધિકારી વિંકલરસાહેબ જેઓ સારા ગણિતશાસ્ત્રી, તોપખાનાના અફસર અને પ્રગતિપ્રેમી પુરુષ હતા, તેમણે એ અભ્યાસવૃત્તિને ખાસ ઉત્તેજન આપવા માંડયું. અમારાં નીચલાં ધોરણોમાંના જેવાતેવા પંતુજીઓને ખસેડી તે સ્થાને તેમણે આખા દેશમાંથી વીણી-વીણીને, પોતાના વિષયના કેટલાક સમર્થમાં સમર્થ નિષ્ણાતોને નીમ્યા. આ રીતે, એક આજન્મ શિક્ષક, ઉત્તમ ગણિતવેત્તા અને ખુદ શાહજાદાના ગુરુ કેપ્ટન સુખોનિન હવેથી ચોથા વર્ગને બીજગણિતનાં મૂળતત્ત્વો શીખવવા લાગ્યા; અમારા પાંચમા વર્ગમાં રશિયન વ્યાકરણ શીખવવા માટે પ્રાચીન ભાષાઓના તથા રશિયનના પ્રખર અભ્યાસી પ્રોફેસર કલેસોવ્સ્કીને તથા જર્મન ભાષા શીખવવા માટે રાજ્યના શાહી ગ્રંથાલયના ગ્રંથપાલ પ્રોફેસર બેકરને રોકવામાં આવ્યા. આમાં. પ્રો. કલેસોવ્સકી તો અમારા છેલ્લાથી માંડીને છેક ઉપલા, પહેલા ધોરણ સુધી દર વર્ષે અમને શીખવવાના છે એવી ગોઠવણ થયાનું જાણીને તો અમે ખૂબ રાજી થયા; કેમકે એમના જેવા હોશિયાર યુનિવર્સિટી પ્રોફેસરની વિદ્વત્તાનો લાભ અમારા નસીબમાં કયાંથી? તેમની તબિયત પહેલે શિયાળે ખરાબ હતી, પણ કેપ્ટન વિંક્લરે એમની ઓળખ અમારા વર્ગમાં આવીને કરાવતી વખતે જ ચતુરાઈથી આશા દર્શાવેલી કે પહેલી પંક્તિનું શિક્ષણ પામવાની આવી તક કંઈ ફરીફરીને મળતી નથી; માટે અમારે શાંત વર્તન રાખી પ્રોફેસરના જ્ઞાનનો વધુમાં વધુ લાભ લેવો.

એમની આશા સ્થાને હતી. મોટા પ્રોફેસરો હવે અમને શીખવવાના તેથી અમે મગરૂર હતા. હા, અમારા વર્ગમાંના જેઓ ' કામશ્ચાટકા 'માં હતા—એ દ્વીપકલ્પનું નામ દરેક વર્ગમાંના

ઠોઠ ને મસ્તીખોર પેટાવર્ગને અપાતું-તેમણે તો પેલા ‘બબરચી’ને (એટલે કે જર્મનને; દેશમાં ઘણા જર્મનો બબરચી તરીકે હોવાથી) બને તેટલો રંજાડવાનો મનસૂબો કરેલો. પણ વર્ગમાંની બહુમતી અમારે પક્ષે હતી એટલે પેલાઓ ફાવી શક્યા નહિ.

એ ‘બબરચી’એ-જર્મન ભાષા શીખવનાર પ્રો. એકરે-તો એકદમ અમારામાં માનવૃત્તિ જગાડી. તેઓ શરીરે કદાવર હતા; તેમનું કપાળ ઊંચું અને આંખો ભાવાર્દ્ર, બુદ્ધિતેજે ચમકતી હતી; અને રમુજ પામવા અને કરવાની વૃત્તિ પણ તેમનામાં હતી. વર્ગમાં આવીને પહેલે જ દહાડે તેમણે સારી બેશ રશિયન ભાષામાં અમને પોતાની યોજના સમજાવતાં કહ્યું કે હું વર્ગના ત્રણ વિભાગ-જર્મન ભાષા ઠીકઠીક જાણનાર, થોડી જાણનાર અને ન જાણનાર એવા ત્રણ વિભાગ-પાડું છું. એ ત્રીજો વર્ગ એટલે કામચલાઉકાવાળાઓ. પ્રો. એકરે એમને માટે એવી પદ્ધતિ અખત્યાર કરેલી કે ચારથી બાર લીટી જર્મન ભાષાની નકલ કરવા માટે પોતે તેમને આપતા, પછી એ સુધારતા ને સમજાવતા. આ રીતે ખાસ ધ્યાન એ વિભાગ પર આપીને પાંચ વર્ષમાં જર્મન ભાષા અને સાહિત્યના તેમણે એ લોકોને સારા જાણકાર બનાવી દીધા. પહેલા બે વિભાગોને તો તેમણે જર્મનના સરસ પ્રેમી અને જ્ઞાની બનાવ્યા જ હોય તેમાં નવાઈ શી!

જર્મન ભાષા મને કેટલીક તો આવડતી હતી તેથી હું પહેલા વિભાગમાં જોડાયો. વળી હું જર્મન શીખું એવો આગ્રહ મારો ભાઈ પોતાના પત્રમાં વારંવાર કરતો હતો તથા એ ભાષાની સાહિત્યસમૃદ્ધિથી આકર્ષાઈને પણ, મેં તેના વધારે અભ્યાસનો નિર્ણય કર્યો હતો. તેને લગતા વ્યાકરણ વગેરે ચાલુ વિષયો ઉપરાંત, એકરસાહેબની સૂચનાથી એક સસ્તું સચિત્ર જર્મન સાપ્તાહિક પણ મેં મંગાવેલું; તેમાંનાં ચિત્રો સમજવા અને

-વાર્તાઓ રસથી વાંચવા જેટલું જર્મનનું જ્ઞાન મેં થોડા જ વખતમાં મેળવી લીધું. ઉપરાંત, તેમની પાસેથી ગ્યોએટેની અમર કૃતિ 'ફાઉસ્ટ'ની એક નકલ પણ મેં મેળવી. હજી તે પૂરતા પ્રમાણમાં સમજવા જેટલું જર્મન મને આવડતું નથી એમ તેમણે કહ્યું, તે ખરું હતું. પણ આ યે ખરું કે, અમુકઅમુક શબ્દો કે પદો મને ન સમજાતાં છતાં તેની પંક્તિઓનો એકંદર અર્થ તો હું સમજી શકતો. તે અને તેમાંનું શબ્દસંગીત મને પુષ્કળ આનંદ આપતાં. તેની લીટીઓ ને લીટીઓ મને મોઢે ચડી જવા લાગી. ખાસ કરી, તેનો ભવ્ય મંગલારંભ અને એકાંત વનમાંનું ફાઉસ્ટનું આત્મગુંજન તો મને ખૂબ જ પ્રિય થઈ પડ્યાં. એ ભાગોની એકએક પંક્તિ મને વહાલા મિત્ર જેવી લાગવા માંડી. જે ભાષા આપણે પૂરેપૂરી જાણતા ન હોઇએ તેનાં કાવ્યો વાંચવામાં જે મઝા આવે છે તે બીજી રીતે કદી આવતી નથી. કાવ્યને ઉચિત એવી જે કોઇક અસ્પષ્ટતા અપૂર્ણજ્ઞાનને લીધે આપણાં મનમાં પથરાય છે તેનો પૂર્ણજ્ઞાન નાશ કરે છે, એમ મને લાગે છે. પૂર્ણ જ્ઞાનવાળો વાચક મન પર દોરાતાં ઉજ્જ્વલ કલ્પનાચિત્રોનો એવો પૂરો ઉપભોગ કરી શકતો નથી, જે અપૂર્ણવાળો કરી શકે છે. વળી, કાવ્યમાંના લય અને સંગીત વડે કરીને, આખી ય કૃતિના કાવ્યતત્ત્વનો દઢતર સંસ્કાર ચિત્ત પર પડે છે તેની મઝા પણ અનેરી છે.

૨

પ્રોફેસર ક્લેસોવ્સ્કીનો પહેલો પાઠ એટલે અમારા મનથી તો કોઇ અવનવો જ અનુભવ-કોઇ નવી જ વસ્તુઓનાં રહસ્યનું દર્શન. તેઓ આકૃતિએ ઠુંકા સરખા, પચાસેકની ઉંમરના અને ઝડપી ચાલવાળા હતા; તેમનાં નયન ચમકદાર, બુદ્ધિસૂચક હતાં, મુખ પર સહેજ કટાક્ષનો ભાવ સતત રહેતો અને લલાટ કવિ-

ઓને હોય છે તેનુ મારી રીતે ઊચુ હતુ. તેઓ પહેલવહેલા વર્ગમા આવ્યા ત્યારે તબિયતે અસ્વસ્થ હોવાથી, તેમની જ કરેલી સૂચનાને અનુસરીને અમે સૌ તેમની ખુરસીની છેક પાસે, મધમાખીના ઝુંડની જેમ, ટોળે વળીને બેઠા હતા.

તેઓ અમને વ્યાકરણ શીખવવા આવ્યા હતા. પણ કેવુ વ્યાકરણ! તેમની પાસે રાખેતા મુજબના, બગાસા આણે તેવા વ્યાકરણી સૂત્રો નહોતા. તેઓ તો રશિયન લોકસાહિત્યમાથી એક શબ્દ કે પદ લે અને તેની સરખામણી હોમરની કે સંસ્કૃત મહાભારતની (આનો અર્થ અમને રશિયનમા સમજાવાતો) કોઇક પંક્તિ સાથે કરે. એવી જ રીતે વળી, શિલરના કાવ્યની કોઈક લીટી ઉપાડે અને તેની પર રસભર્યું પ્રવચન કરતાકરતાં એવા ખીલે કે અર્વાચીન 'શિષ્ટ' સમાજનો ભાષા વિશેનો કોઈ વિચિત્ર પૂર્વગ્રહ હોય, તેના પર પોતાનુ કટાક્ષબાણ ફેંકતા જાય. પછી ચોપડીમાનુ થોડુ વ્યાકરણ ચાલે ને તે પરથી ફરી એક વાર ફિલસૂફી કે કાવ્યનું કોઈક વ્યાપક, સર્વસામાન્ય સત્ય ઉચ્ચારે.

અલબત્ત, એમ તો ખરું જ કે તેઓ જે જે બોલતા, તેમાં ઘણુ એવુ હતુ જે અમે સમજતા નહિ, અથવા જેનો વધુ ઊંડો અર્થ અમને અગમ્ય રહેતો. પરંતુ શું અભ્યાસમાત્રનું મોહક, આકર્ષક સામર્થ્ય આ વસ્તુસ્થિતિમા જ નથી રહેલું?—કે, દરેક અભ્યાસવિષય આપણા મન સમક્ષ નિરંતર નવનવી અણધારી દૃષ્ટિમર્યાદાને છતી કરે છે—જેની નવીનતા હજુ અધુરી જ આપણને સમજાયલી હોવાથી, વિશેષ સમજણ માટે આપણને આગળ ને આગળ દોરે જ જાય છે—તે એટલે સુધી કે પહેલાં જે વિષય અસ્પષ્ટ રૂપરેખા જેવો જ લાગતો હતો, તેનુ હાર્દ પાછીથી આપણે સારી રીતે પ્રીછી લઇએ છીએ. કચેસોવ્સ્કી સાહેબને ચરણે બેસી આ લાગણીઓ અનુભવતા અમે ઉત્કંઠા-

પૂર્વક એમનાં વચનામૃતને અદ્ધર શ્વાસે ને ઉઘાડે મોંએ પી જતા. અને, અમે અમારા નવા શિક્ષકને કેટલોક આવકાર આપ્યો એ જોવા આવેલ અમારા નિરીક્ષક મહાશય તો અમને આટલા રસલીન જોઈને, કશી પૂછપરછ વિના, વગરઅવાજે પગનાં આંગળાં પર જ ચાલતા, ચુપચૂપ રવાને થઇ ગયા હતા. એ દિવસથી જ માંડીને, મારા પર તો પ્રો. કલેસોવ્સ્કીનો અદ્ભુત પ્રભાવ પડચો હતો ને વર્ષો વીતતાં ગયાં તેમતેમ એ વધ્યો હતો. શરૂઆતમાં આ શાળા સામે મને અણગમો આવ્યો ત્યારે નિરીક્ષક વિક્તરસાહેબે મને દિલાસો દીધેલો કે રફતેરફતે તને અહીં ગોઠી જશે, એ ભવિષ્યવાણી આમ આખરે ખરી પડી જ.

સાહિત્યના પ્રો. કલેસોવ્સ્કી જેવા શિક્ષકો પશ્ચિમ યુરોપ કે અમેરિકામાં સામાન્ય રીતે હોતા નથી, પણ રશિયામાં તો મેં જોયું છે કે સાહિત્ય કે રાજકારણના ક્ષેત્રમાં જે કોઈ પુરુષ કે સ્ત્રીએ આગળપડતું કાર્ય કર્યું હોય છે, તેની કુમાર અને કિશોર વયના સર્વસામાન્ય માનસિક વિકાસ પર સૌથી સબળ છાપ તેના સાહિત્યશિક્ષકની જ હોય છે. આમ બનવાનું કારણ સ્પષ્ટ છે. બીજા વિષયનો શિક્ષક તો પોતાના વિષયપૂરતું જ જ્ઞાન વિદ્યાર્થીને આપી શકે; માત્ર, સાહિત્યના શિક્ષકનો વિષય જ એવો છે કે તે અનેક વિષયોને જોડનાર અંકોડારૂપ બની શકે. આ શિક્ષક ભાષા શીખવતો હોય કે આદિકાળનાં મહાકાવ્ય, લોકગીત કે સંગીત કે અર્વાચીન નવલકથાનો વિકાસ-આમાંનું કંઈ પણ શીખવતી વખતે તેણે વધુઓછે અંશે ધર્મ કે ફિલસૂફી, ઇતિહાસ કે સમાજશાસ્ત્રનાં પ્રાથમિક કે વિકસિત તત્ત્વોનો પરિચય શિષ્યોને કરાવતેકરાવતે, સમસ્ત વિષયને ઊંચી માનવતાને રંગે રંગવાનો હોય છે, રાષ્ટ્રીય સંસ્કૃતિનું પ્રતિબિંબ સાહિત્યે જુદેજુદે કાળે કેમ અને કેટલું ઝીલ્યું, તે બધું નિરૂપવાનું હોય છે. આથી જ મને લાગે છે કે દરેક વિદ્યાલયનો સાહિત્યશિક્ષક વ્યક્તિત્વે પ્રેરણાવાહી

અને બુદ્ધિએ બહુશ્રુત હોવો ઘટે, જેથી શિષ્યના એકંદર વિકાસમા તે ખૂબ સંગીન હિસ્સો આપી શકે

વિજ્ઞાનના નામ હેઠળ જે શાસ્ત્રો–ભૌતિક શાસ્ત્ર, રસાયણ વનસ્પતિશાસ્ત્ર, વગેરે–છૂટા છૂટા શીખવવામા આવે છે, તેને વિશે પણ મને એમ લાગ્યુ છે કે એ પ્રકારનો અભ્યાસ પૂરતો નથી વિજ્ઞાનશિક્ષકમા આ સર્વ વિષયોનુ એકીકરણ સાધીને તેની પાછળ રહેલી પ્રકૃતિની ફિલસૂફી અને કવિતા સ્ફુટ કરવાની શક્તિ પણ હોવી જોઇએ. ભૂગોળશિક્ષક એવુ એકીકરણ કદાચ કરી શકે પણ તેને માટે અત્યારના કરતા વધારે લાયક શિક્ષકો જોઈએ અને ભૂગોળશિક્ષણુની ચાલુ પદ્ધતિમા પણ ફેરફાર કરવો જોઈએ હમણાં ભૂગોળવિદ્યાને નામે આપણી શાળાઓમા જે ચીજ શીખવાય છે, તેને તમે બીજુ ગમે તે નામ આપી શકો છો, પણ એ ભૂગોળની વિદ્યા તો નથી જ.

૩

લેખનકળાના શિક્ષક એબર્ટે અમારા મસ્તીખોર વર્ગને જુદી જ રીતે જીતી લીધો તેઓ જાતે જર્મન અને ધર્મે યાહૂદી, એટલે અમારામાના ઘણાખરાને લાગતું કે એમના ભણી ઉદ્ધત થવુ એ આપણો જન્મસિદ્ધ હક્ક છે તેઓ અતિશય ગરીબ હતા ને ગરીબીને લીધે જ આ નોકરીને વળગી રહ્યા હતા એવી લાચારીને લીધે તેમ જ સ્વભાવે પણ સૌમ્ય હોવાને કારણે, તેમણે કોણ જાણે કઇ રીતે વર્ગના છોકરાઓ સાથે એવો કરાર કર્યો હતો કે રોજનુ એક તોફાન બસ છે, એથી વધુ નહિ. આ કરાર અમારે પક્ષે તો બરાબર પ્રમાણિકપણે પળાતો નહિ, પણ એબર્ટસાહેબ તો એટલે સુધી સહનશીલ હતા કે, એક વાર એક છોકરાએ પાટિયુ સાફ કરવા રખાયની વાદળીને શાહી ચુસાવી,

તેને ચાકવાળી કરી, એમની પર "લેતો જા, એબર્ટ!" કહીને ફેંકી, ત્યારે પણ તેઓ આટલું જ બોલેલા: "ગૃહસ્થો, રોજનું એક જ તોફાન, હોં; આજે હવે વધુ ન થાય" અને પછી, પોતાના રંક પોશાક પર જોઈ, ધીમેથી બબડેલા: "ખમીસ ખરાબ થઈ ગયું." તેમના આ વર્તનથી અમે પહેલાં તો આશ્ચર્ય પામ્યા, કેમકે પોતાને થએલા ગંભીર અપમાનની ફરિયાદ તેઓ શાળાના ઉપરીને કરશે તેવી અમને ખાત્રી હતી. તેને બદલે તેમણે જે દીનતા દાખવી, તેનાથી આખો ય વર્ગ–તોફાન કરનાર સુદ્ધાં–તેમના પક્ષનો થઈ ગયો. જે ગુનેગાર હતો તેણે એમની કને જઈને જ્યારે માફી માગી ત્યારે એબર્ટ એટલું જ ગમગીન સાદે બોલ્યા: "માણસે જિંદગીમાં ઘણું શીખવા–શીખવવાની જરૂર પડે છે, સાહેબ."

તે દહાડે તો આટલું બન્યા પછી સૌ મૂગામંતર થઇ ગયા. અમારા લેખનપાઠનો ત્યારપછીનો વારો જ્યારે આવ્યો ત્યારે અમે સૌએ પહેલેથી કરેલી ગોઠવણ પ્રમાણે અમે સારામાં સારા અક્ષર અમારી નોંધપોથીઓમાં કાઢયા અને તે સુધરાવવા એમની પાસે લઈ ગયા. આ જોઇને તેઓ ઘણા પ્રફુલ્લ થયા–ઘણો આનંદ પામ્યા.

એ બનાવે મારા મન પર તો હંમેશને માટે ઊંડી અસર કરી. તે મોટા મનના માણસે પોતાના ક્ષમાશીલ વર્તનથી જે દાખલો તે દહાડે બેસાડ્યો, તેને માટે આજની ઘડી સુધી હું તેનો ઋણી છું.

## ૪

જેમની સાથે અમારે છેક આખર લગી અણબનાવ રહ્યો એ તો અમારા ડ્રોઇંગના શિક્ષક નામે ગેન્ઝ. વર્ગમાં છોકરાઓ રમે તેની સામે તે વારંવાર ઉપરીને ફરિયાદો કરતો. અમારા મત પ્રમાણે, તેને એમ કરવાનો જરા ય હક્ક નહોતો; કેમકે પહેલું તો

એ કે તે ડ્રૉઈંગ જેવા બહુ મહત્ત્વ વિનાના વિષયનો શિક્ષક હતો: અને વધુ તો એ કે તે અપ્રમાણિક હતો. તે અમારામાંના બહુ થોડાને જ શીખવવાની દરકાર કરતો. એ થોડા તે કયા? જેઓ તેની પાસેથી ખાનગી રીતે પણ શિક્ષણ લેતા અને પરીક્ષામાં બતાવવા માટેનાં તેનાં હાથનાં સરસ ડ્રૉઇંગ તેને પૈસા આપીને પડાવતા તેઓ. એ લોકોનાં ડ્રૉઈંગ જ્યારે ગેન્ઝ વર્ગમાં બેસીને પાડે કે સુધારે, ત્યારે બાકીના છોકરા રમે નહિ ને મસ્તી ન કરે તો બીજું શું કરે? પણ ગેન્ઝ તો આ કશો વિચાર કર્યા વિના, રમનાર અને મસ્તી કરનારનાં નામો 'કાળી યાદી'માં દાખલ કરી ઉપરીઓને મોકલ્યા કરતો. આ અન્યાય અમારાથી સંખાતો નહોતો જ; તેમાં વળી બે છોકરાઓને તેણે એક નજીવા વાંક માટે એ યાદીમાં મૂક્યા ત્યારે તો અમારા પરના તેના જુલમનો આંડો આંક વળી ગયો અમે માન્યો. એ બે જણા વર્ગમાં જ મોઢામાં સિગરેટ રાખી તેની હજૂરમાં જઈને ઊભા ને બોલ્યાઃ "જરા દિવાસળી આપશો, સાહેબ?" આ મશ્કરી જ હતી. અમારે ત્યાંનો શિષ્ટાચાર એવો, કે આવું કરનારને શિક્ષક મૂંગે મોંએ પાછા મોકલી દે. પણ આ મહાશયે તો આ બેને ગુનેગાર ગણીને સખ્ત શિક્ષા કરાવી. આથી અમારો પિત્તો ઊછળી આવ્યો. અમે ગેન્ઝના 'લાભમાં' એક ખેલ ભજવવાનું નક્કી કર્યું. અમે ઠરાવ્યું કે અમુક દહાડે ડ્રૉઈંગમાં ઘણો હોશિયાર હતો તે છોકરો નેસાડૉર્ફ પોતાનું ડ્રૉઈંગ ગેન્ઝને બતાવીને પાછો પોતાની બેઠક લે, કે તુરત અમારે સૌએ ગેન્ઝ ભણી પીઠ ફેરવી દેવી અને પાછળનાં મેજો પર તૈયાર રાખેલ આંકણીઓ વતી એકસાથે સૌએ જ ખૂબ ઠબઠબાટ કરીને તથા મોંના અવાજો વડે એવો તો શોરબકોર મચાવવો કે અમારો નાલાયક મહેતાજી ત્રાસીને વર્ગમાંથી નાસી જ જાય.

ઠરાવેલે દહાડે અમે અમારો નાટ્યપ્રયોગ આબાદ ભજવ્યો.

પીઠો ફરી ને આંકણીઓના અને હો–હોના અવાજો થયા, ત્યારે ગેન્ઝ પહેલાં તો કંઈ થોડું બબડ્યો અને પછી નાસી છૂટ્યો.

એ તો ગયો પણ શાળાના ઉપરીઓ–ઉપનિરીક્ષક, ને પછીથી નિરીક્ષક–ત્યાં ધસી આવ્યા. તેમણે વર્ગના વડા નિશાળીઆ મને તુરત જ કબજામાં લીધો અને દશ દિવસ લગી એકાંત કોટડીમાં રાખ્યો; અને, ફટકાનો રિવાજ તે વખતે નાબૂદ થયો હોવા છતાં પેલા બે સિગરેટના શોખીનોએ જ વેર લેવા આ બધું કરાવ્યું, એવું તહોમત તેમની પર મૂકીને, તેમને ફટકા મારવામાં આવ્યા. એકાંત મને સાલતું તો ઘણું, પણ લાચાર. એ વખતે ચોપડી મને અપાતી નહિ; તેથી અમારા પરાક્રમ વિશે ભાતભાતનાં જોડકણાં જોડીને હું કાળનિર્ગમન કરતો. અને એટલું તો ખરું જ કે અમારો આખો ય ચોથો વર્ગ–આ બન્યું ત્યારે હું ચોથામાં હતો–આખી શાળામાં હવે પોતાની હિંમત અને હોશિયારીને લીધે માન પામતો થઈ ગયો. ઉપલા વર્ગોવાળાએ પોતાના વખતમાં ગેન્ઝને ખૂબ રંજાડેલો, તેની તેઓ બડાઈ મારતા ને અમને ખીજવતા કે તેને સીધો દોર કરવાનું પાણી તમો રેંજીપેંજીઓમાં નથી. અમે એ નામોશી હવે ધોઇ નાખી. પરિણામે, ગેન્ઝ કોઈનાં પણ નામો કાળી યાદીમાં લખવાનું ભૂલી ગયો અને અમે ડ્રોઇંગ શીખવાની મહેનતમાંથી પણ છૂટ્યા. એ એવા લોભીઆ પાસેથી ડ્રોઇંગ શીખવાની અમારી કોઇની વૃત્તિ જ હવે રહી નહોતી.

# ૩

# બે ભાઈઓનો આંતરવિકાસ

## ૧

એ સમયે મારો ભાઈ અલેક્ઝાંડર મૉસ્કો પાસેની એક કિંડર-ગાર્ટ (Corps of Cadets) શાળામાં ભણતો અને તેની સાથે મારે ઘણા વિષયો પર રસિક પત્રવ્યવહાર ચાલતો. હું જ્યાં સુધી ઘેર હતો ત્યાં સુધી તો એવા પત્રો લખવાનું અશક્ય હતું; કેમકે અમારા બધા જતા આવતા પત્રો બાપુના હાથમાં થઈને પસાર થાય ને તેઓ અમને સાદામાં સાદા ખુશીખબરના જ પત્રો લખવા દેત, અમે લખતા તેવા જીવનના મહાપ્રશ્નો વિશેના પત્રો નહિ. આ પત્રો—ખાસ કરી અલેક્ઝાંડરના, કેમકે તેની લેખનકલા તેમ વિચારકલા પણ સુંદર હતી—અમે સાચવેલા તો ખૂબ કાળજીથી, પણ કેટલી અફસોસની વાત, કે પાછળના જીવનમાં રાજ્યની પોલિસે તેના ઘર પર જે દરોડો પાડ્યો તે વખતે તેણે આ અમારો બહુમૂલ ખજાનો પણ કબજે કરી લીધો.

મેં શાળામાં પહોંચીને ભાઈને જે પહેલપહેલા પત્રો લખ્યા તે તો મારી નવી પરિસ્થિતિ અને વાતાવરણને લગતા હતા; પણ પછી તુરત અમે બંને ગંભીર વિષયો તરફ વળ્યા. શું વાતચીતમાં કે શું પત્રવ્યવહારમાં, અલેક્ઝાંડરને નિત્યજીવનની નજીવી બાબતોથી તો કંટાળો જ આવતો. તેનો બૌદ્ધિક વિકાસ મારા કરતાં વધુ થયો હોવાથી, તે દરેક પત્રમાં, વિજ્ઞાન કે તત્ત્વ-જ્ઞાનનો પોતાનો જે અભ્યાસ ચાલતો હોય, તે પરથી નવાનવા

પ્રશ્નો ઉઠાવતો, ચર્ચતો અને મારે શું વાંચવું તેની સૂચનાઓ પણ વારંવાર કરતો. આ રીતે તેણે મને એક વાર લખેલું કે "કાવ્ય-વાચનની ટેવ રાખજે; કાવ્ય માનવીને ઉન્નત પંથે દોરે છે." આ કથનનું સત્ય મેં જીવનભર અનુભવ્યું છે. અલબત્ત, અમારી રસવૃત્તિ જુદીજુદી હોવાથી, તેને સંગીતપૂર્ણ કવિશીલસફ વેને-વિટિનોફ વધુ ગમતો અને મને અલ્પસંગીત પણ ગરીબનો બેલી કવિ નેક્રાસોફ ખાસ પસંદ હતો. પણ એટલું તો ચોક્કસ કે અલેકઝાંડરે એ સમયે મારો કાવ્યપ્રેમ ખૂબ ઉત્સાહ અને માર્ગ-દર્શનથી પોષ્યો હતો. જીવનમાં આપણો કોઈક સ્થિર હેતુ હોવો જોઈએ, તેના વિના જીવન જીવન નથી, એમ પણ તે ઇશારો કરતો. આ વાત મને તે વખતે મારી નાની ઉંમરને લીધે બહુ સ્પષ્ટતાથી સમજાતી નહિ, પણ તેના પત્રોમાંના આ પ્રકારના વિચારોને પ્રતાપે મારું આંતરજીવન ભાવનાલક્ષી થવા માંડ્યું જ હતું, એમાં તો કશો સંદેહ નથી.

અમને ખિસ્સાખર્ચી મળતી નહિ; તેથી પરબીડીઆ પર ચોઢવાની ટિકિટના પૈસા માટે તેમ પુસ્તકો ખરીદવામાં પણ અમારે મુશ્કેલી રહ્યા કરતી. પણ અલેકઝાંડરને કોઇ કાકી કે ફોઈએ થોડા રૂબલ મોકલ્યા હોય કોઈ વાર, તેમાંથી પુસ્તકો ખરીદીને મને લગભગ બધા વિષયનાં સારાંસારાં પુસ્તકો—ખાસ કરી, ઇતિહાસનાં—વાંચવા મળતાં અને સામાન્ય જ્ઞાનમાં વૃદ્ધિ કરી શકાતી.

વિશ્વતંત્રની રચનાને લગતા મહાપ્રશ્નોને, અલબત્ત, અમારા પત્રોમાં અગત્યનું સ્થાન મળતું. બચપણમાં તો અમારામાં ખાસ કશી ધાર્મિકતા હતી જ નહિ. જે દેવળોમાં અમને લઈ જવામાં આવતા, તેની નાટકી કૃત્રિમતાથી મને ધર્મ પર ઊલટો અણગમો આવતો. પાછળથી હું સેંટ પીટર્સબર્ગનાં કેથોલિક ને પ્રોટેસ્ટંટ દેવળોમાં ગએલો. ત્યાં પણ મારા મન પર જે વધારે ઊંડી છાપ

પડી, તે ધર્મના વિધિઓ કે પ્રવચનોની નહિ, પણ જે સરળ શ્રદ્ધાથી કોઇક સૈનિક કે વૃદ્ધા દેવળના ખૂણામાં ભાવભીને હૃદયે પ્રાર્થના કરે, તેની. ધર્મગ્રંથનું આકર્ષણ મને થએલું, તે પણ એટલું જ કે ખ્રિસ્તની દુઃખવેદનાઓની હૃદય પર ખૂબ અસર થએલી અને ગ્રેટ લેન્ટના તહેવારોમાં જે સત્તાઘેલછા વિરુદ્ધની ટૂંકી પ્રાર્થના બાઇબલમાંથી થાય છે, જેને કવિ પુશ્કિને રશિયન પદ્યમાં ઉતારી છે, તે મને સૌથી વધુ હૃદયંગમ લાગી હતી.

અલેક્ઝાંડરે તો ફ્રેંચ ઇતિહાસકાર મિશેલેટના સર્વેંટસ ચરિત્ર આદિ ગ્રંથોના અભ્યાસ તથા ચિંતનને પરિણામે હવે લ્યુથરન સંપ્રદાય સ્વીકાર્યો હતો અને ખ્રિસ્તી ધર્મની દૃષ્ટિએ દયાભાવના તથા પ્રેરિતજનો પૉલ અને જેમ્સનાં બોધવચનો—આ વગેરેની ચર્ચા અમારા પત્રોમાં હવે થવા લાગી. ચર્ચા થતી, પણ મેં ઉપર કહ્યાં તે સર્વ કારણોને લીધે ધાર્મિક વાદવિવાદમાં મને ઝાઝો રસ પડતો નહિ. ટાઇફોઇડમાંથી સાજો થઇને ઊઠયા પછીનું મારું વાચન જુદી જ દિશા ભણી વળ્યું હતું.

અમારાં બહેન હેલન હવે પરણીને સેંટ પીટર્સબર્ગમાં આવી વસ્યાં હોવાથી, દર શનિવારે રાત્રે હું શાળામાંથી એમને ત્યાં જતો. એમના પતિનું એક સારું જેવું પુસ્તકાલય હતું. તેમાંથી અઢારમી સદીના ફ્રેંચ ફિલસૂફો—વૉલ્ટર વગેરે—અર્વાચીન ફ્રેંચ ઇતિહાસકારો અને માર્કસ ઑરેલિયસ જેવા પ્રાચીન સ્ટોઇક તત્ત્વચિંતકોના ગ્રંથો વાંચવામાં એ રાતનો મોટો ભાગ હું વીતાવતો. જેમજેમ વાંચતો ગયો તેમતેમ બ્રહ્માંડની અનંત વિશાળતા, કુદરતની અગાધ મહત્તા, તેની કાવ્યમયતા, તેમાં અહર્નિશ વિલસતું ચૈતન્ય-તત્ત્વ—આ સર્વના સંસ્કાર મારા મન પર પ્રતિદિન વધારે પડતા ગયા; અને અખંડપણે સર્વત્ર સ્ફુરતા એ ચૈતન્યનું તીવ્ર ભાન તથા તેની ગહન સંવાદિતાના પ્રભાવે કરીને હું તે આનંદસમાધિ ભોગવતો

વતો જેને માટે યુવાનનો આત્મા તલસતો હોય છે; વળી, યુવાન હૃદય જેનાથી મુગ્ધ રહે છે અને સમસ્ત જીવન પર જે અચૂક છાપ પાડે છે, તે માનવજાતિ માટેનો પ્રેમ અને તેની પ્રગતિમાં શ્રદ્ધા, આ સર્વને પણ હું મારા પ્રિય કવિઓની લલિત કોમલ કાન્ત પદાવલિમાં વ્યક્ત થતાં જોતો.

મારો વિકાસ આ રીતે ચાલતો હતો ત્યારે અલેકઝાંડર કાન્ટપ્રણીત અજ્ઞેયવાદ સ્વીકારતો થયો હતો. તેના પત્રો પણ એ ચર્ચાઓથી જ ભરેલા હોય. પરંતુ, એ વેળા તેમ અમારી ત્યાર પાછીની રૂબરૂ ચર્ચાઓ પછી પણ, ભાઈ મને કયોનિગ્સબર્ગના એ ફિલસૂફનો શિષ્ય ન જ બનાવી શકયો.

વિજ્ઞાનનાં શાસ્ત્રોમાંથી ગણિત, ભૌતિક શાસ્ત્ર તથા ખગોળ-વિદ્યાએ મને તથા પ્રાણીશાસ્ત્રે અલેકઝાંડરને ઘણો આકર્ષ્યો હતો. એવામાં જ પ્રકાશમાં આવેલા ડાર્વિનના 'ઓરિજિન ઑફ સ્પીશીઝ' એ ગ્રંથે પણ અમારી–ખાસ કરી, ભાઈની–માનવવંશ-વિકાસને લગતી વિચારણામાં સારો ભાગ ભજવ્યો હતો. તેને અર્થશાસ્ત્રનો પણ જબરો શોખ હતો–તે એટલે સુધી કે તેના સિદ્ધાંતો તેણે અમારાં અપરમાને લાંબીલાંબી વિગતો સાથે સમજાવેલા તેમાં–જકાતનીતિને લગતા ગૂઢ ભેદોમાં–એમને રસ પડતો નથી એમ તેણે જાણ્યું ત્યારે તેને બહુ ઓછું આવેલું; એ જ રીતે, રસ્તે ચાલતા એક સામાન્ય ગાંધીને પોતે સંરક્ષક જકાતનાં રહસ્યો સમજાવવા માંડ્યાં તેની તરફ પેલો બેદરકાર જણાયો ત્યારે ભાઈ પોતાના પત્રમાં આશ્ચર્યચિહ્નો વડે પોકારી ઊઠેલ: "જુઓ તો ખરા! કરવા નીકળ્યો છે તો વેપાર, પણ જકાતના મહાભારત સવાલોનું જ ભાન ન મળે!"

૧૮૫૮–૫૯માં રશિયામાં આ અર્થશાસ્ત્રનું જ્ઞાન પામવાનો જ પવન વાયા કરતો હતો. લોકોનાં રોજેરોજનાં મુક્ત વ્યાપાર અને

સંરક્ષક જકાત વિશેનાં ભાષણો સાંભળવા એકઠાં મળતાં. એવામાં થોડો વખત હુ પણ એ શાસ્ત્રના અટપટા પ્રદેશોમાં સહેલ કરી આવ્યો હતો.

૨

કુમારચમૂની શાળામાં એવો રિવાજ હતો કે દર ઉનાળે ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓને પીટરહૉફ નામે સ્થળની છાવણીમાં લઇ જવા. આ કારણે, હું પહેલાં બે વર્ષ નીચલા વર્ગોમાં હતો ત્યારે મારે ત્યાં નહિ પણ નિકોલ્સ્કોય જવાનું થતું. મને તો ઘણીય આશાઓ હતી કે ત્યાંથી અલેકઝાંડરની શાળામાં હું જઇશ ને કંઇકંઇ સહવિચાર કરીશું, આનંદ પામીશું. પણ પોતાના ગજા ઉપરાંતના અભ્યાસવિષયો મારા ભાઇને તે વખતે કરવા પડેલા, તેથી એ નાપાસ થવાથી બાપુ તેના પર એટલા ગુસ્સે થએલા કે મને તેની પાસે જવા જ ન દે. આનું પરિણામ એ થયું કે, અમારા જ એ વિશાળ મહાલયના છેડાના ભાગમાંના ગાડીવાનના ઘરમાં ભોજનખંડ હતો, ત્યાં અલેકઝાંડર અવારનવાર ચોરીછૂપીથી આવતો અમારા વફાદાર નોકરોની મદદથી હું ત્યાં તેની પાસે જઈ શકતો. આમ અમારા મકાનનો મુખ્ય ભાગ હું કલાકો લગી છોડી જાઉં ને બાપુને તેની ખબર ન પડે એ સામાન્ય સંજોગોમાં તો કેમ જ બને? પણ એવામાં અમારે ત્યાં પરોણા પુષ્કળ આવેલા તેમની સાથેની ખાણીપીણી, નાચગાન, જુગાર વગેરેમાં રાતે તેઓ રોકાયલા હોય ત્યારે, હું નીકળી જતો અને પોતાના બિછાનામાં પગરણની બનાવેલી મોટી કપડાંની ઢીગલી સુવારી, પાંચ માઇલ દૂરની શાળામાંથી મહામુસ્કેલીએ નાસી છૂટી, બધો રસ્તો પગે ચાલી, રસ્તામાં સતાવતા વિકરાળ કૂતરાઓને તરવારથી હઠાવી, એ વારંવાર ત્યાં આવતો ત્યારે, હું તેનો સહવાસ પામી શકતો. એ વખતે અમે બે હાથના આંકડા બીડીને પડખોપડખ બેસીએ, ને રસોઈયણ પ્રેરકોવિઆએ

આણેલ સેરવો ચમચાથી પીતો હોય કે માટીકામનો કાંજીનો કટોરો ગટગટાવતો હોય, અને અમારો શાસ્ત્રવિનોદ શરૂ થાય— નીહારિકા વિશે, લેપલેસનાં તે સંબંધી અનુમાનો વિશે, જડ પ્રકૃતિના બંધારણ વિશે, કે સામ્રાજ્યસત્તા જોડેના પોપ બોનિફિસ ધી એટ્થના કલહો વિશે. અમારી વાતોનો એ રસપ્રવાહ મારે વચ્ચે અવારનવાર તોડવો પડતો — થોડીથોડી વારે મારે દિવાન-ખાનામાં દેખાઈ આવવું પડતું. આ અમારી છૂપી મુલાકાતોની ખબર અલેકઝાંડરની શાળાના ઉપરીઓને પડી હોત તો તેને એ બેભાન થાય ત્યાં લગી ચાબકાનો માર ખાવો પડત કે સાધારણ સિપાહીઓના છોકરાની પલટણમાં તેને ઉતારી પાડ્યો હોત; અને અમારા નોકરો અમારા મેળાપમાં મદદ કરે છે તે વાતનો સનકારો બાપુને કાને ગયો હોત તો તેમણેય એ બિચારાઓની માઠી વલે કરી હોત. પણ સુભાગ્યે, ભાઈની શાળાના વડાને તેમજ બાપુને છેવટ લગી કશી ખબર અમે પડવા દીધી નહિ. ભાઈની હિંમત અને હોશિયારીનું તથા નોકરોની વફાદારી ને ચીવટનું જ આ પરિણામ.

૪

# લોકજીવનની પહેલી પિછાન

૧

એ જ વર્ષમા મે લોકજીવનના નિરીક્ષણ અને અભ્યાસની શરૂઆત કરી આ કામને અગે મારે ખેડૂતોના નિકટ સમાગમમાં આવવાનુ થયુ અને હુ તેમને નવી દૃષ્ટિએ જોવા લાગ્યો, પાછળથી સાઇબિરિયામા પણ આ અનુભવો મને ખૂબ કામ લાગ્યા નિકોલ્સ્કોયમા દર વર્ષે જુલાઈ મહિનામા "કઝાનની પવિત્ર કુમારિકા"-ના દિવસે એક મોટો મેળો ભરાતો ત્રીસ માઈલ સુધીના ગામડાંમાથી હજારો દુકાનદારો અને ખેડૂતો તેમા ભાગ લેવા આવતા તેવામાં પ્રસિદ્ધ થએલ રશિયન મેળાઓનું એક એ ચાણકારક વર્ણન વાંચીને મારા ભાઇએ મને સૂચવ્યુ હતું, કે મારે તે મેળામા જવુ અને તેનું અવલોકન આર્થિક દૃષ્ટિએ કરીને, ત્યાના માલના વેચાણના આકડાઓને આધારે એક નવુ વર્ણન તૈયાર કરવુ આ સલાહને અનુસરીને મે એ કાર્ય કર્યું તેને પરિણામે મને નહિ ધારેલી એટલી સારી ફતેહ મળી

મેળો ખરી રીતે તો ચોવીસ કલાક જ ચાલતો તેમાં ખેડૂત સ્ત્રીઓના પોશાક માટે સુતરાઉ કાપડ, સીવેલા તૈયાર કપડા, રિબન, ઘરશણગારની વસ્તુઓ, જોડા, પથ્થરની બનાવટનો સામાન, ભાગીકામ ડામર, દાણા અને ઢોર વેચવા માટે લાવવામા આવતા. ખાવાપીવા માટે એક સફાઈબંધ રેસ્ટોરા હતું તેમ જ ગામડી ઢબની

ચૂલ જમીનમાં ખોદીને, તેના પર જથ્થાબંધ તૈયાર થતો સેરવો ને કાંજી પણ સસ્તે ભાવે વેચાતાં હતાં; દારૂની એ ત્રણ દુકાનો હતી.

મેળાની આગલી રાતે અમારા દેવળમાં ઘણી જ ગંભીરતાથી ઈશ્વરની ઉપાસના થતી. તેમાં પણ આસપાસનાં ગામડાંમાંથી અર્ધોક ડઝન ધર્મગુરુઓ ભેગા થઈ જતા. તેમની સાથે ગામડિયાઓ અત્યંત સરળ ભાવે પ્રાર્થના કરતા, તેમ જ પોતપોતાના વેપારધંધામાં લાભ થાય તે સારુ, શક્તિઅનુસાર, નાની કે મોટી મીણબત્તીના દીવા જુદા જુદા સંતોને નામે દેવળમાં પ્રગટાવતા.

ઉપાસના પૂરી થાય કે તુરત મેળો શરૂ થતો. હવે ચોપાસ ઊભરાતાં ટોળાંમાં મારે ઝંપલાવવાનું હતું. એ પ્રમાણે હું ઘુસતો અને સેંકડો માણસોને તેમણે વેચવા આણેલા માલની કિંમતના ભાવ પૂછવા લાગતો. આમાં મુખ્ય મુશ્કેલી પહેલાં તો એ નડી કે "બુઢ્ઢા પ્રિન્સ" ( મારા બાપુ ) ની તરફથી હું આ કામ કરું છું, કેમકે તેઓ આ બજારને અંગે લેવાતો પોતાનો કર વધારવા માગે છે, એવી શંકા મારા સંબંધી એ લોકોને આવતી હતી. પણ તે સર્વને તેમ જ ગામના મુખીને મેં જ્યારે ખાતરી આપી કે બાપુને તો હું અહીં આવ્યો છું તેની પણ ખબર પડી નથી ને પડવાની નથી, હું તો મારા અભ્યાસને અંગે આ કરું છું, ત્યારે તે સૌએ ઘણી ખુશીથી મને મદદ કરી.

આ રીતે, મેળામાં જે માલ લાવવામાં આવ્યો હતો, તે કેટલી કિંમતનો હોવો જોઇએ તેના આંકડાઓ મેં પૂરતી વિગતો સાથે ભેગા કરી લીધા. પણ વેચાણ કેટલું થયું એ નક્કી કરવાનું કામ એટલું સહેલું નહોતું; કેમકે ઘણી વાર, વેચનાર પોતે જ તે પોતાના અભણપણાને લીધે કે વેચાણવખતની પુષ્કળ ધમાલમાં બરાબર ધ્યાન નહિ રહેલ હોવાથી, કહી શકતા નહોતા. આમ છતાં, તેના ય એકંદરે ભરોસાપાત્ર આંકડા મેં મેળવ્યા તો

મેળાના અનુભવો પરથી મેં કંઇ અનુમાનો એ વેળા બાંધ્યાં નહોતાં. મને જે સફળતા મળી અને રશિયન ખેડૂતના વહેવારૂ ડહાપણનું જે દર્શન ત્યાં થયું, તેને લીધે મારા મનમાં તેને વિશે કાયમને માટે સારો મત બંધાયો, એટલું ય તે વખતે પૂરતું હતું. વળી એક બીજો લાભ પણ થયો: ઘણાખરા કેળવાયલાઓને ખેડૂતો સાથે વાતચીત કરતાં આવડતું નથી. પોતાની હમેશની ભાષામાં "લોકભાષા"ના કહેવાતા શબ્દો કેળવાયલાઓ બોલી દઈને ઊલટી કૃત્રિમતા ઊભી કરે છે. પણ ખરી રીતે, મેં આ વખતે તેમ જ પાછળથી જોયું તેમ, એવા શબ્દોની જરૂર જ નથી હોતી. કેળવાયલાની ચાલુ ભાષા તો ખેડૂત બરાબર સમજે છે. વાંધો આવે છે તે ક્યારે કે શિક્ષિત લોકસેવક અમૂર્ત, હવાઈ, અતિઝીણી દલીલોમાં ઊતરી પડે. આ ખોટી રીત છે. માત્ર આમવર્ગના નહિ પણ બધાં જ માણસોને મૂર્ત દૃષ્ટાંત-સહિતની દલીલો જ તુરત અને બરાબર ગળે ઊતરે છે, એ સમજવાની જરૂર છે.

મારી ઊગતીવયના એ કાર્યને પરિણામે એક બીજો સંસ્કાર પણ મારા મન પર પડ્યો હતો એમ મને પાછળથી, એ સંસ્કારે સ્થિર વિચારનું રૂપ લીધું ત્યારે, માલૂમ પડ્યું. એ વાત જાણીને વાંચનારને પણ કદાચ આશ્ચર્ય લાગશે, પણ હું જે કહું છું તે હકીકત જ છે. મેં મેળામાંના મારા પરિભ્રમણમાં જોયું કે સમાનતાની ભાવના રશિયન ખેડૂતમાં ઘણી જ ખીલેલી છે. એ ખેડૂતમાં જ છે એમ નહિ; ગામડાની સઘળી વસ્તીમાં છે. હા, રશિયન ખેડૂત જાગીરદાર કે પોલિસઅફસરની સંમુખ હોય ત્યારે ઘણો મુલાયમ ને તાબેદાર થઈ જાય છે એ સાચી વાત; પણ એ તેમને વધુ ઊંચી કોટિના માણસો માનતો નથી. એ જ માણસો બીજી ક્ષણે જો તેની સાથે પૈસા કે સત્તા વિશે રોફથી વાત કરવાનું છોડી દઈને ઘાસ કે મરઘાંબતકાં જેવા ઘરગતુ

વિષયો પર વાત કરે, તો ખેડૂત તેને સમાનભાવથી જ જવાબ આપે. જે દીનતા અને ખુશામતવેડા આપણે નાના અમલદારમાં મોટા અમલદાર સમક્ષ જોઈએ છીએ, કે શેઠની હજુરમાંના નોકરમાં હોય છે, તે મેં રશિયન ખેડૂતમાં કદી પણ જોએલ નથી.

૨

એવામાં જ, એક અણધાર્યા સંજોગને લીધે મને રશિયન લોકજીવનને વધુ નિકટતાથી ઓળખવાનો એક નાનો પણ સ્મરણીય પ્રસંગ મળ્યો. અમારી ઘરની ગાડીઓમાંની એક કોઇ કારણે મને ગામડેથી મોસ્કો લઈ જવા ફાજલ નહોતી તેથી બાપુએ જ સૂચના કરી ને મેં તે ખુશી થઈને ઉપાડી લીધી, કે મારે એ રસ્તે દોડતી ભાડુતી ગાડીમાં જવું. એ મુસાફરી યાદગાર રહેવાનાં ઘણાં કારણ છે. સૌથી પહેલું તો એ, કે તે વખતે સોળ વર્ષની વયે મેં તદ્દન એકલા, પૂરી સ્વતંત્રતાના વાતાવરણમાં કરેલી આ મુસાફરી પહેલી જ હતી; બીજું, મારાં ભાઈબંધ ઉતારૂઓમાં એક કારીગર સ્ત્રી હતી; તે ઘેર બનાવેલી ભાતભાતની સુખડી ડબામાંથી કાઢીને મને વારંવાર આપતી હતી; ત્રીજું, આસપાસનાં કુદરતનાં દશ્યો મનોહર હતાં. પણ સૌથી વધુ તો, રસ્તામાંના એક મુકામ વેળા, એક નાના ગામડાની સરાઇમાં મેં જે જોયુંજાણ્યું તે મારા જેવા અમીરકુટુંબમાં ઊછરેલા માટે તદ્દન નવું હતું–રસભરિત હતું. એ સરાઇવાળું ગામડું ગુલામ ખેડૂતોનું નહિ, પણ મુકાબલે સુખી એવા "તાજના ખેડૂતો" તરીકે જેઓ ઓળખાતા તેમનું હતું. આ લોકોની સાથે બેસીને ચા પીવાની ખૂબ મઝા પડી. શરૂઆતના થોડા સામાન્ય સવાલો અરસપરસ પૂછયા પછી મેં એમના પાકની હાલત અને સામાજિક જીવન વિશે પૂછવા માંડયું. તેમણે પણ મારી પાસેથી સેંટ પીટર્સબર્ગ વિશે તથા ગુલામી નાબૂદ થશે એવી વાયકા તેઓમાં ઊડેલી તે વિશે, કંઈકંઈ જાણ્યું. અમારી વાતચીતમાં તેમ જ તેમનામાં પણ

પૂરેપૂરી સાદાઈ, સમાનતા અને એકદિલી હતી, જેનો અનુભવ મને મોટી ઉમરે હું ખેડૂતવર્ગમાં વધારે ભળ્યો ત્યારે પણ મને થયો હતો. એ રાત્રે કશું અસાધારણ બન્યું નહોતું, એટલે આ બનાવ નોંધવા જેવો છે કે કેમ એ વિશે શંકા ઊઠે ખરી, પણ મારા મનથી તો ગામડાની તે ઉષ્માભરી અંધારી રાત, તે નાનકડી સરાઈ; ખેડૂતો સાથેની તે ગુફતેગો; અને પોતાના ઘરેડવશ નિત્યજીવનથી દૂરદૂર બનતા બનાવોમાં પણ તેમને રહેલાં આકર્ષણ—આ સર્વને લીધે રંકજનોની એ સરાઈ દુનિયાના સર્વોત્તમ રેસ્ટોરા કરતાં પણ વધારે કિંમતી સંભારણું બની રહી છે.

# ૫

# અશાંતિનું વાતાવરણ

## ૧

**ચમૂશાળાના** જીવનમાં હવે કેટલોક વખત અશાંતિ પ્રસરી. આ નવા અશાંત જીવનના પહેલા અંકનો પડદો ઊપડ્યો, તે અમારા નવા શાળામુખીના પ્રવેશવાળા દશ્ય ઉપર. તેમનું નામ કૅપ્ટન બી–. તેઓ અત્યાર પહેલાં યે શાળામાં તો હતા જ પણ હવે તેમને જિરાદોંવાળો હોદ્દો મળ્યો. આ નવી સત્તા તેઓ જીરવી શકયા નહિ. અમે કુદરતી રીતે તેમના તરફ દર્શાવી શકીએ તેના કરતાં ઘણી વધુ માનવૃત્તિના ભૂખ્યા તેઓ હતા. આવતાં વેંત જ, ઊપલા વર્ગો સાથે તેમણે નજીવી બાબતોમાં ઝગડો આદર્યો. આને પરિણામે દિવસોના દિવસો લગી આખી શાળાના વિદ્યાર્થીઓનું સામુદાયિક બંડ ચાલ્યું, સૌને સામુદાયિક શિક્ષા થઈ અને અમારા માનીતા કુમારરાજોમાંથી એને ચમૂશાળામાંથી કાઢી મૂકવામાં આવ્યા.

પછી એ કેપ્ટન સાહેબે સત્તા સ્થાપવાનો એક વધુ પ્રયાસ કર્યો. એમના જેવા લશ્કરી અફસરનું જ્યાં કામ નહિ, ત્યાં તેમણે હાજર રહેવા માંડયું. વર્ગો શરૂ થતાં પહેલાંનો એક કલાક અમે સૌ પોતપોતાના વર્ગમાં જ પાઠ તૈયાર કરવામાં ગાળતા. આ વખતે અમે અમારા શિક્ષકોના હાથનીચે ગણાતા, અફસરોના નહિ. આમ છતાં કેપ્ટન બી— જ્યારે રોજ સવારે ત્યાં આવીને અમારી પર તકેદારી રાખવા લાગ્યા, ત્યારે એક વાર તો મારાથી ઊંચે સાદે બોલ્યા વિના રહેવાયું નહિ કે આ સ્થાને અત્યારે આપ નહિ, અમારા વડા શિક્ષક જ શોભે. આ વધુપડતી નિખાલસતાની કિંમત મેં કેટલાક દિવસોની એકાંત નજરકેદ ભોગવીને ભરી. મને શાળામાંથી કાઢી પણ મૂકયો હોત, પણ અમારા વડા શિક્ષક તથા તેમના મદદનીશો —જેઓ સારી રીતે સમજતા હતા, કે એમના જ મનની વાત મેં કહી નાખી હતી, તેઓ—વચ્ચે પડયા એટલે બચી ગયો.

૨

એ ભાંજગડ પૂરી પતી ન પતી, ત્યાં તો પહેલા નિકોલસનાં વિધવા મહારાણી મરી ગયાં ને તેથી અમારા કાર્યમાં ખલેલ પડી. મરણ ઝારકોયસેલો નામે શહેરમાં થયું હતું. ત્યાંથી લાશને પીટર્સબર્ગમાં આણીને દિવસો લગી ભારે દબદબા વચ્ચે તેને પ્રજાજનોના નમન માટે કિલ્લાના દેવળમાં રાખ્યું, ત્યારે તેની ચોકી કરનારાઓમાં અમારામાંથી કેટલાકે વારાફરતી બબ્બે કલાક, દિવસ ને રાતના ચોવીસે કલાક દરમિયાન, હાજર રહેવાનું હતું. હરવખતે ત્રણ કુમારરાજ અને વીસ કુમારોને લઈ જવામાં આવતા. કુમારરાજો કફનની નજીક અને બીજા થોડે દૂર રહેતા. જેમનો વારો દિવસના ભાગમાં હોય તેમને તો વાંધો નહોતો, પણ મારી જેમ જેઓને ઉજાગરો કરવો પડતો, રાતવખત પૂરા લશ્કરી પોશાકમાં સજ્જ થઈ ને, તે દિવસોમાં પ્રજાનો શોક જાગૃત રાખવા જે

ઘંટાનાદોનું, દેવળની ગાયકમંડળી ને લશ્કરી બૅન્ડનું ગમગીનીભર્યું સંગીત દેવળોમાં ને અન્યત્ર સતત ચાલુ રહેલું તેના ઘેરા સરોદ સુણતાંસુણતાં અંધારામાં કિલ્લા સુધી જવું પડતું, તેમની સ્થિતિ કપરી હતી. કિલ્લામાં જતી વખતે જ્યારે મને તે રશિયન બૅસ્ટાઈલમાં દટાયલા કેદીઓનો વિચાર આવતો ત્યારે કમકમાં આવતાં. હું મનમાં કહેતો: "કોને ખબર છે કે મારે પણ કોઈક દહાડો તેમના સાથી બનવાનો વખત આવશે કે નહિ."

કફનને અઠવાડિયાંઓ લગી એ રીતે રાખ્યું તે દરમિયાન લોકોમાં શોકની લાગણી પ્રસરેલી રાખવાના પ્રયાસ તથા તે સ્થળના શહેનશાહી વૈભવોથી તેઓ અંજાય માટે છેતરપીંડીનો માર્ગ પણ લેવાતો. કફનની ઉપર જે ચંદરવો બાંધ્યો હતો, તેની ઉપર રેશમી કાપડના લાંબા લાંબા રેંજાઓ વડે એક સોનાનો મુગટ પણ લટકાવ્યો હતો. આમવર્ગની નજરે એ રેશમ હતું ને સોનું હતું; પણ અમે જાણકારો સારી રીતે જાણતા હતા કે કપડું દૂરથી રેશમી દેખાય છે, પણ છે તો સુતરાઉ જ; અને સોનું છે એ તો પૂંઠા પરનો ઢોળ જ. ત્યાં બળતી મીણબત્તીમાંની એકને લીધે આ શણગારોમાં આગ પણ લાગેલી, પણ સદ્ભાગ્યે તેમાંનાં લૂગડાં, કાગળ વગેરેને બાળીને આપમેળે જ એ બુઝાઈ ગઈ.

આ દિવસો દરમિયાન શાળામાં બધું અસ્તવ્યસ્ત થઈ ગયું હતું. ભણવાનું તો બંધ જ થએલું, એટલે જેમનો વારો કિલ્લે જવાનો ન હોય તેઓ રમ્યા કરતા કે તોફાન કરતા. રમતાંરમતાં અમારા એક વર્ગમાં કબાટમાં પ્રાણીશાસ્ત્ર શીખવવા જે નમૂના રખાયા હતા તેનો અમે સારો ઉપયોગ કર્યો. માણસની એક ખોપરી તેમાં હતી તેની આસપાસ લૂગડાંખૂગડાં ગોઠવીને, રાત્રે અમારા ગોઠિયા તેમ જ અફસરોને ભડકાવવાનું ભૂત બનાવ્યું. અને પ્રાણીઓને અનેક રમુજી રીતે ગોઠવ્યાં: સિંહ પર વાંદરો સ્વારી

કરે; ઘેટું ને દીપડો ગેલ કરતાં અડોઅડ ઊભે; જિરાફ હાથી જોડે નાચે–આમ બધું બનાવેલું. અને ખરેખરી મઝા તો ક્યારે પડી, કે એવામાં જ શાળા જોવા આવેલા એક પ્રશિયન શાહજાદાને પેલા નમૂનાઓ બતાવવા અમારા માસ્તરસાહેબે અદા અને અભિમાનથી કબાટનું બારણું ખોલતાં, તેમાંની બધી અવનવી રચના–ભૂત અને પરસ્પર પ્રેમ વર્ષાવતાં દ્વેષી પ્રાણીઓ–જોઈને શાહજાદાના મોં પરનું નૂર ઊડી ગયું ને બિચારો ઝટ લઈને ત્યાંથી આગળ ખસ્યો. માસ્તર પણ અલબત્ત ડઘાઇ જ ગએલા તેથી તત–પપ કરતા, કબાટ બહારની ભીંતે નાની કાચની પેટીઓમાંનું તારામંડળ પેલાને બતાવવા લાગ્યા. શાહજાદાની સાથેની મંડળીએ પણ જાણે કંઈ બન્યું જ ન હોય તેમ ઝડપથી આમતેમ ડોકાં ફેરવવા માંડ્યાં. અને અમે દુષ્ટ પોરિયાઓએ, ખડખડાટ હસી પડાય નહિ એટલા માટે તરેહતરેહની રીતે મોં મરડીને વાતાવરણની ગંભીરતા અખંડ રાખી.

૬

# વિકાસની નવી દિશાઓ

## ૧

**મારા** શાળાજીવન વિશે મારે હજી કેટલુંક કહેવાનું રહે છે, કેમકે પશ્ચિમ યુરોપની શાળામાં ભણતા વિદ્યાર્થીઓ અને રશિયન શાળાના વિદ્યાર્થીઓ વચ્ચે જે કેટલોક ફરક હોય છે તેમાં રશિયન શાળાની વિશેષતા રહેલી છે. રશિયન વિદ્યાર્થીને પોતાના સમયના સામાજિક, રાજકીય અને તત્ત્વજ્ઞાનના વિષયોમાં ઘણો રસ પડતો હોય છે. અલબત્ત, અમારી શાળા લશ્કરી હોવાથી, એ વિષયોને માટે વાતાવરણ જોઈએ તેટલું અનુકૂળ નહોતું, પણ એ કાળમાં દેશની સર્વસામાન્ય જાગૃતિ એટલી તો અસાધારણ હતી, કે અમારા જેવા ચમૂશાળાના વિદ્યાર્થીઓ પણ, વિપ્લવના વાતાવરણની અસર હેઠળ શિક્ષકોના ‘ લાભમાં ’ ખેલો કરવા અને ભાતભાતની ગમ્મતો કરવા ઉપરાંત, મનનો વિકાસ સાધનારી વિશાલતર ભાવનાઓને પણ ઊંડા અનુરાગથી સેવી શકતા.

આ કારણે, હું ચોથા વર્ગમાં ( શાળાનું બીજું વર્ષ ) હતો ત્યારે, મને ઈતિહાસનો અભ્યાસ કરવાનો ખૂબ શોખ લાગ્યો હતો. વર્ગમાંના શિક્ષણ તેમ જ મારા સામાન્ય વાચનને આધારે એ વખતે મેં મારા અંગત ઉપયોગ માટે યુરોપી મધ્યકાલના શરૂઆતના જમાનાઓનો નાનો સરખો ઇતિહાસ લખ્યો હતો. પછી તે વર્ષે જ્યારે પોપ બોનિફ઼્રેસ ધી એટ્થ અને રોમની સામ્રાજ્યસત્તા

વચ્ચેના કલહનો અભ્યાસ કરવાનો સમય આવી પહોંચ્યો ત્યારે, બીજે મળવા મુશ્કેલ એવા ઘણા જૂના ને મોંઘા ગ્રંથો વાંચવા માટે રશિયાની ઇમ્પિરીઅલ લાઇબ્રેરીમાં મારે દાખલ થવું જોઇશે એમ મને લાગ્યું. સામાન્ય સંયોગોમાં તો આ લાભ મને મળવો અશક્ય હતો, કેમકે મારા સરખા માધ્યમિક શાળાના ભણનારને ત્યાં વાંચવાની છૂટ મળે તેમ નહોતી. પરંતુ આ વિપરીત સંયોગ છતાં, હર બેકરની કૃપાથી એ શાહી પુસ્તકાલયમાં પ્રવેશ કરવાનું અને તેના રાતા મખમલ મઢેલા સોફા પર બેસી ત્યાંનાં નાનકડાં ટેબલો પર વાંચવાલખવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું.

મારા કાર્ય માટે જરૂરના સર્વે મુખ્ય મૂળ ગ્રંથો મને ત્યાં તેમ જ અમારા શાળાપુસ્તકાલયમાં મળી ગયા. લૅટિન તો હું જાણતો નહિ, પણ જૂની ટયુટોનિક અને જૂની ફ્રેંચમાં જેજે ઇતિહાસના ગ્રંથો એ વખતે મારા વાંચવામાં આવ્યા તેની વિલક્ષણ વાક્યરચના તથા અર્થવાહિતા મનને ઘણો આનંદ આપનારી નીવડી હતી. એ ગ્રંથો વાંચ્યાને પરિણામે, તે જૂના કાળની 'વિશિષ્ટ સમાજરચના તથા સમાજવર્ગો અને દેશોના પરસ્પર અટપટા સંબંધો વિશે પણ મને ઘણું નવું જાણવાનું મળ્યું. આ અભ્યાસને પરિણામે મને એમ પણ લાગ્યું, કે ઇતિહાસનો ખરો અભ્યાસ આવા જૂના, સાધનરૂપ મૂળ ગ્રંથો વાંચવાથી જ થઈ શકે, કારણ કે પ્રાચીન કાળ વિશેના અર્વાચીન ગ્રંથોમાં તો લેખક જાણેઅજાણે પોતાના જમાનાના પૂર્વગ્રહો, ખ્યાલો વગેરે ગૂંથી દેતો હોવાથી, આ ગ્રંથો ખરી રીતે પ્રમાણભૂત ન ગણાય. હું તેવામાં કરતો તેવાં સ્વતંત્ર સંશોધનથી આપણા માનસિક વિકાસને જેટલો વેગ મળે છે તેટલો બીજા કશાથી નથી મળતો; અને ઇતિહાસના મારા એ અભ્યાસે પાછળથી મને ઘણી સહાયતા આપી.

મારે એ અભ્યાસ છ બીજા વર્ગમાં (છેલ્લાની આગલા વર્ષમા) આવ્યો ત્યારે કમનસીબે છોડી દેવો પડ્યો, કેમકે, બીજી ચમૂશાળાઓમા જેટલુ ઉચ્ચા ત્રણ વર્ષમા શીખવાનુ હોય છે તેટલુ અમારે આ બેમા જ આરોપવાનુ હોવાથી, શાળાનો અભ્યાસ જ પુષ્કળ વખત રોકવા લાગ્યો પ્રાકૃતિક વિજ્ઞાનને લગતા શાસ્ત્રો અને વિદ્યાઓ, તથા ગણિત અને યુદ્ધના શાસ્ત્રોએ અનિવાર્યપણે જ ઇતિહાસને લગભગ વિસારે પડાવ્યો.

૨

બીજા વર્ગમા હવે અમે ગભીરતાથી પદાર્થવિજ્ઞાનનુ શાસ્ત્ર શીખવા લાગ્યા અમારા એ વિષયના શિક્ષક બહુ સરસ હતા. તેઓ બુદ્ધિશાળી અને કટાક્ષપ્રિય હતા, ગોખણપટ્ટી ધિક્કારતા અને અમને માન હકીકતો શીખવવાને બદલે, અમે જાતે વિચાર કરી શકીએ તેવી રીતે શીખવતા. તેઓ ઉત્તમ ગણિતશાસ્ત્રી પણ હતા તેથી ગણિતને પાયારૂપ ગણીને અમને પદાર્થવિજ્ઞાન શીખવી શકતા, સાથેસાથે, પદાર્થવિજ્ઞાનને લગતા અન્વેષણો તથા સાધનો વિશેના મુખ્ય વિચારો પણ સમજાવતા તેઓ જે પ્રશ્નો છેડતા તેમાના કેટલાક તો એટલા અપૂર્વ, અને તેના ઉત્તરો એટલા મર્મગામી હતા કે તે સદાને માટે મારી યાદદાસ્ત પર કોરાઇ રહ્યા છે

પદાર્થવિજ્ઞાનનુ અમારુ પાઠ્યપુસ્તક હતું તો સારુ (કારણ, એવામા ચમૂશાળા માટેના બધા પુસ્તકો સમર્થ નિષ્ણાતો જ લખતા) પણ એમાની કેટલીક વિગતો જૂની થઈ હોવાથી, અમારા શિક્ષકે પોતાનાં ટાચણોને આધારે નવુ પુસ્તક રચવા માડ્યુ હતું થોડા વખત પછી, એમના પ્રવચનના ટાચણો લેવાનું ને પુસ્તક લખવાનુ પણ મને સોપાયુ. આ રીતે મે લખેલ પુસ્તકને તેઓ છાપખાને જ મોકલી દેતા, પોતે એ તપાસતા, એ મૂફમા જ.

ગરમી, વીજળી અને મેગ્નેટિઝમ વિષેનાં પ્રકરણો તો તદ્દન નવેસર જ મારે લખવાં પડ્યાં હતાં, કેમકે જૂના પુસ્તક પછી ઘણી શોધો થએલી. આ સર્વ મેં કર્યું ને પુસ્તક શાળામાં ચલાવવા માટે મંજૂર પણ થયું.

એ જ વર્ષમાં અમે રસાયણશાસ્ત્રનો અભ્યાસ પણ તેના એક ઉત્તમ જાણકાર અને સ્વતંત્ર સંશોધકના હાથ હેઠળ આદર્યો. એ સને ૧૮૫૯થી ૧૮૬૧ સુધીનાં ત્રણ વર્ષો જ વિજ્ઞાનની વિવિધ શાખાઓના હોંસીલા અભ્યાસને બહુ જ ઉત્તેજક હતાં. કારણ, એ સમયમાં જ ગ્રોવ, હેલ્મહોલ્ટ્ઝ, ટિન્ડોલ, જર્હાર્ડ, મેન્ડેલીફ, લોથરમેયર, ડાર્વિન અને બીજા કેટલા ય વૈજ્ઞાનિકોએ ગરમી, ગતિ અને સ્વરો, અણુઓ અને પરમાણુઓ, મૂળતત્ત્વોને નિયત કરતો કાલનિયમ, વંશવિજ્ઞાન, શરીરરચના અને મનોવિકાસનો સંબંધ–વિજ્ઞાનનાં આ સર્વ અંગો વિષે જે અપૂર્વ શોધો કરી હતી, તેને લીધે વિજ્ઞાનનો અભ્યાસ યુરોપભરમાં પુનરુજ્જીવન પામતો હતો. કોઇ પણ બુદ્ધિવિકાસ વાંછનાર યુવાન એ શોધોના વેગીલા પ્રવાહની સામે થઇ શકે તેમ નહોતું. સંખ્યાબંધ ઉત્તમ વિજ્ઞાનગ્રંથોનાં ભાષાંતર પરભાષાઓમાંથી રશિયનમાં એ વખતે થયાં હતાં. આ પ્રકારની એ વિષયની વ્યાપક જાગૃતિ જોઈને મને તરત જ સમજાયું કે માણસે આગળ જતાં ગમે તે વિષયનો અભ્યાસ કરવો હોય પણ પ્રાકૃતિક વિજ્ઞાનનું પાકું જ્ઞાન અને તેની પદ્ધતિનો પરિચય તો એ અભ્યાસના પાયા તરીકે હોવો જ જોઈએ.

અમે પાંચછ ઉત્સાહી કુમારો તો આ બાબતમાં વર્ગમાંના અભ્યાસથી પણ કેટલુંક આગળ વધ્યા. અમારા બે સહાધ્યાયી નામે ઝેસટ્સ્કી ભાઇઓ હતા. તેમના ઘરના શયનખંડમાં અમે નાનીશી પ્રયોગશાળા સ્થાપી અને એક ઉત્તમ પાઠ્યપુસ્તકમાંની

સૂચનાઓને આધારે પ્રયોગનાં કેટલાંક પ્રાથમિક સાધનો પણ વસાવ્યાં. એ ભાઈઓના પિતા એક નિવૃત્ત થએલા ઍડમિરલ હતા. પોતાના પુત્રો ને તેમના મિત્રોને આવી ઉપયોગી પ્રવૃત્તિમાં રોકાયલા જોઇને તેમને ઘણો આનંદ થયો. તેઓ પોતાના અભ્યાસખંડની બાજુમાં જ આવેલી અમારી પ્રયોગશાળામાં અમને રવિવારે ને તહેવારના દિવસોએ ઘણી ખુશીથી એકઠા થવા દેતા. ત્યાં અમે પુસ્તકો પરથી પદ્ધતિપૂર્વક અમારા પ્રયોગો કરતા. મારે એ પણ કહેવું જોઇએ કે એક વાર તો અમે ઘરને આગ લગાડતા પણ સહેજમાં રહી ગયા; અને ઘરની હવાને ક્લોરિન વગેરેની ઝેરી વાસથી તો વારંવાર ભરી મૂકતા. પણ ઍડમિરલ બધું ખુશમિજાજે સહી લેતા. આગની વાત અમે ખાણા વખતે કહી, ત્યારે તો, પોતે જ જુવાનીમાં દોસ્તોની મદદથી દારૂ ગાળતાં એવું જ પરાક્રમ કેવી રીતે કરેલું, તે એમણે વર્ણવી બતાવ્યું હતું. અને એમનાં વૃદ્ધ પત્ની ઉધરસ ખાતાંખાતાં અમને કહેતાં: "હાસ્તો, તમારું ભણતર વધારવા આવી બદબો મારતી ચીજો તમારે વાપરવી પડતી હોય, ત્યારે એ વાપરવી જ; બીજું શું થાય?" એ ભલાં બાઈ ખાણા પછી પિયાનો વગાડી અમને આનંદ આપતાં. અમે પણ એમની જોડે ઇટાલિયન કે રશિયન સંગીતનાટકો ગાઈ સંભળાવીને મોજ પામતા ને પમાડતા. આમ રસાયણ તથા સંગીત જોડાજોડ ખીલતાં અને પોષાતાં.

## ૩

શાળા છોડ્યા પછી અમારામાંના જેઓ મારી માફક લશ્કરી પાઠશાળામાં દાખલ થવા ઇચ્છતા હતા, તેમણે ત્યાંના અભ્યાસની સવળતા માટે હમણાં જ કેટલુંક ઉચ્ચતર ગણિતશાસ્ત્ર શીખવાનું

હોવાથી, ઉચ્ચતર ભૂમિતિ અને શૂન્યલબ્ધિના[1] અઘરા પાઠો પણ એ સમયે મારો ઘણો સમય રોકતા. તેની સાથે પ્રાથમિક ખગોળ-શાસ્ત્ર પણ કરવાનું હતું, એટલે શાળાના છેલ્લા વર્ષ દરમિયાન તો ઘણી વાર તેનાં પુસ્તકોમાં જ તલ્લીન બનતો. એ વાચનને પરિણામે મારી એવી કલ્પના બંધાઈ હતી કે આ વિશ્વચૈતન્ય-વંત અને વિકાસશીલ છે. એવા વિશ્વનો અવિરત જીવન-પ્રવાહ હવે મારે માટે પરમ કાવ્યમય ભાવનાઓનું અમોઘ પ્રેરકબળ બન્યો અને આસ્તેઆસ્તે, મનુષ્યની સજીવ તેમ જ નિર્જીવ કુદરત સાથેની એકતાનું ભાન-કુદરતની એ કવિતા-મારા સમસ્ત જીવનને પ્રેરનારી ફિલસૂફી નીવડી.

આટલું જ અમારે શીખવાનું હોત તો પણ અમે ઠીકઠીક રોકાયેલા રહેત, પણ અમારે સમાજશાસ્ત્ર, ઇતિહાસ, ધારાશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને યુદ્ધનાં શાસ્ત્રોનો પણ એક મસમોટો અભ્યાસક્રમ —યુદ્ધોનો વિગતવાર ઇતિહાસ, વ્યૂહરચના ને દુર્ગરચના—પાર કરવા-નો હોવાથી, ભણતર અમારો ઘણો જ વખત રોકતું. એ બધો ભાર હળવો થતો હોય તો આ બે કારણને લીધેઃ દરેક વિદ્યાર્થીને સૌથી પ્રિય હોય એ વિષયોમાં જ તેની પરીક્ષા કડકપણે લેવાતી, બીજાઓમાં પરીક્ષકો ધોરણ ઢીલું મૂકીને તપાસતા; અને બીજું, અમને ઘણા વિષયો મૂર્તરૂપે શીખવાતા હોવાથી જલદી હૈયે ચડી જતા. આ રીતે, ભૂમિતિ માત્ર વર્ગમાં નહિ, પણ ખેતરમાં જઈને પણ લાંબા દંડા તથા સર્વેયરની માપ-સાંકળીની મદદથી શીખવાતી; ખગોળશાસ્ત્રમાં પણ દૂરબીન વગેરેનો ઉપયોગ થતો; અને દુર્ગરચનાનું જે શાસ્ત્ર શિયાળે અમે શાળાની અંદર શીખ્યા હોઈએ, તેનો વહેવારૂ ઉપયોગ ઉનાળે ખેતરોમાં જઈને કરતા. આ પદ્ધતિને લીધે જ, અમે સત્તર કે અઢારની ઉંમરે વિજ્ઞાનનું અને બીજા વિવિધ વિષયોનું પાકું જ્ઞાન મેળવી શક્યા.

૧. શૂન્યલબ્ધિ= કેલ્ક્યુલસ.'

૪

ભણીભણીને ભાણુ થવાની એ અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ મને રમતગમતોનો અને મઝા કરવાનો પૂરતો વખત મળી રહેતો. આને માટે, પરીક્ષાઓ પત્યા પછીનો વખત સૌથી સરસ હતો. પરીક્ષા પૂરી થાય ને છાવણીએ જવાનો સમય આવે, તેની વચ્ચે અમને ત્રણ કે ચાર અઠવાડિયાં જેમ તદ્દન પૂરેપૂરી છુટ્ટીનાં મળતાં, તેમ જ છાવણીએથી પાછા ફર્યા બાદ પણ શાળા રીતસર શરૂ થયા પહેલાંનાં ત્રણેક અઠવાડિયાં એવાં જ મળતાં. રજાઓનો આ સમય અમને ફાવે તેમ ગાળવાની છૂટ હતી, ને એ સમયે પણ ખાવાસૂવાનું તો શાળાના છાત્રાલયમાં જ મળી રહેતું, એ એક બીજો મોટો લાભ હતો. આ સંપૂર્ણ નિવૃત્તિના દિવસો હું પુસ્તકાલયમાં, ચિત્રસદનમાં કે રાજ્યનાં કારખાનાંઓ–રમવાનાં પત્તાં, સુતરાઉ કાપડ, લોઢું, માટીકામ અને કાચકામનાં કારખાનાંઓ—જોવામાં ગાળતો. કોઈ વાર અમે નીવા નદીમાં સહેલ કરવા પણ નીકળી પડતા, અને કોઈ વાર એ જ રીતે માછીઓની જોડે ફિન્લૅંડના અખાતમાં પણ જતા. એ ઉત્તર-પ્રદેશની રાત્રિઓ ઘણી ગમગીનીભરી લાગતી. ત્યાં પરોઢનું ભળભાંખળું સૂર્યાસ્તની સંધ્યાનાં આછાં તેજસહ ભળતું અને ખુલ્લી હવામાં મધરાતે પુસ્તક વાંચી શકાતું. આ મોજે માણવાનો પૂરતો સમય અમને મળી રહેતો.

કારખાનાંની મુલાકાતો બાદ મને મજબૂત અને ઉત્કૃષ્ટ યંત્રો માટે ભાવ થવા માંડયો. જ્યારે હું છાપરીમાંથી નીકળેલા યંત્રના જબરદસ્ત પંઝાથી નીવામાં તરતું હોય તે લાકડું પકડતો, તેને અંદર ખેંચતો અને કરવતોની હેઠળ ગોઠવતો જોતો, અથવા તો, એક મોટો ને લાલચોળ લોખંડનો સળીઓ બે ભુંગળાં વચ્ચેથી પસાર થયા પછી કેવી રીતે એક સુરેખ પાટો બની જાય છે, એ હું

જ્યારે નિહાળતો, ત્યારે યંત્રોની કવિતા મને સમજાતી. આપણાં હાલનાં કારખાનાંમાં યંત્રકામ કામગરને ઘાતક નીવડે છે; કેમકે તેણે જીવનભર અમુક એક જ યંત્રને સંભાળવાનું હોય છે, બીજું કશું તેને કરવાનું જ હોતું નથી; પણ આ પરિણામ આવે છે એ તો ખરાબ વ્યવસ્થાને લીધે, તેમાં યંત્રને પોતાને દોષ દેવા જેવું કાંઈ નથી. કામગરનું કામ હાથથી થતું હોય, સાદાં ઓજારથી કે યંત્રથી, પણ તેને અતિશય કામ પહોંચે અને આખી જિંદગી એકવિધ કામ કર્યા કરવાનું હોય, એ તેને હાનિકર નીવડે જ. બાકી તો, પોતાના યંત્રની શક્તિના ભાનથી માણસને જે આનંદ મળે છે, કામ કરતાં બુદ્ધિનો ઉપયોગ કરવાથી જે સંતોષ થાય છે, યંત્રના હલનચલનમાં જે લાલિત્ય રહેલું છે અને જે ચોકસાઈથી તે કામ આપે છે—આ સઘળું હું બરાબર સમજી શકું છું; અને મને લાગે છે કે વિલિયમ મૉરિસ યંત્રોને ધિક્કારતો તે એટલા વાસ્તે કે યંત્રોની મહાશક્તિ અને લાલિત્યનો સાચો ખ્યાલ આવવા માટે જે તત્ત્વ ચિત્તમાં હોવું જોઈએ તે એ પ્રતિભાશાળી કવિમાં નહોતું.

સંગીતે તો તે કાળે કાવ્યના કરતાં પણ વધુ હિસ્સો મારો વિકાસ કરવામાં આપ્યો હતો. રશિયન સંગીતનાટકો તો એ વેળા ભાગ્યે જ શરૂ થયેલાં કહી શકાય. પણ સેંટ પીટર્સબર્ગમાં તેમજ અમારા વર્ગમાં હલકાં ફ્રેંચ નાટકો અને ઉત્તમ ઇટાલિયન સંગીત-નાટકોના શોખીનો વચ્ચે ભારે રસાકસી ચાલતી. હું ઇટાલિયન સંગીતનાટકો જોવા મારા સાથીઓની જોડે, શનિવારની રાત્રિઓએ જતો. અમારે ઉપલી ગેલેરીઓમાં પુષ્કળ ગરમી વચ્ચે ઊભા રહેવું પડતું. પણ એ બધું અમે વેઠી લેતા અને અમારાં માનીતાં ગાયકોને હર્ષનાદ અને તાળીઓથી વધાવતા. એ સંગીતનાટકો કોઈ વિચિત્ર રીતે એ સમયની વિપ્લવવાદી હિલચાલો સાથે જોડાઈ ગયાં હતાં. તેમાં યે, ત્યાં ભજવાતાં 'વિલ્હેલ્મ ટેલ'

અને 'ધ પ્યુરિટન્સ'માંના વિપ્લવપોષક ભાગો ગવાતા ત્યારે તાળીઓના જે ભારે ગડગડાટથી નાટકશાળા ધમકવા લાગતી, એ સાભળીને તો ત્યા બેઠેલા શહેનશાહ અલેકઝાડર બીજાનુ કાળજુ વિધાઇ જતુ નાટક પૂરુ થાય કે તરત નાટકશાળાની છેક ઉપની છટ્ઠા માળની ગેલેરીઓમા કે બીડી પીવાના ખડમા રશિયન જુવાનો નાટકમા પ્રતિબિંબિત થતી ઉચી ભાવનાઓ અને ઉમદા કલાના ગુણગાન કરવા એકત્ર થતા આ બધુ કદાચ બાલિશ દેખાય, પરતુ મારી ખાતરી છે કે અમારા પ્રિય કલાકારોના જે સપૂજન અમે આ રીતે કરતા, તેને પ્રતાપે કેટલી ય જ્વલત ભાવનાઓ અને વિશુદ્ધ પ્રેરણાઓ અમારે અતરે પ્રગટતી.

૭

## છાવણીમાં છ અઠવાડિયાં

૧

દરેક ઉનાળે, સેટ પીટર્સબર્ગ જિલ્લાની બીજી લશ્કરી શાળાઓના વિદ્યાર્થીઓની જેમ અમે પણ છએક અઠવાડિયા પીટરહોફ ગામડામા છાવણીનુ જીવન ગાળવા જતા એકદરે, અમારો એ સમય ઘણા આનદમા જતો અને અમારી તદુરસ્તીને તો એ ખરેખર બહુ જ લાભકારક હતો અમે વિશાળ તબુઓમા સૂતા, સમુદ્રમાં નાહતા અને એ ૭ અઠવાડિયાનો ઘણો ભાગ ખુલ્લી હવામા કરવાની કસરતોમા ગાળતા

લશ્કરી શાળાઓના છાવણી-જીવનનો મુખ્ય ઉદ્દેશ એ હોય છે કે કુમારોને લશ્કરી કવાયત કરાવવી એ કવાયત તો

અમને જરા ય ગમતી નહિ, પણ પ્રસંગોપાત્ત અમારે જ્યારે વ્યૂહ-રચનાના પાઠ પણ લેવાના આવતા, ત્યારે એકધારી અણગમતી કવાયતોમાંથી રાહત મળવાને લીધે, મઝા પડતી ખરી.

એક રાતે અમે છાવણીમાં સૂવાની તૈયારી કરતા હતા ત્યારે ઝાર અલેકઝાંડરે એકાએક બ્યૂગલ ફૂંકાવીને અમને સૌને થોડીજ મિનિટોમાં અમારા વાવટા અને બંદૂકો સાથે વ્યૂહ માટે એકઠા કર્યા હતા. અંધારું વધતું જતું હતું; તોપના ધડાકા થતા હતા; હયદળનો ખખડાટ થયા કરતો હતો: આવા વાતાવરણમાં અમે સૌ ઉશ્કેરાયલે મગજે ભેગા થયા અને પોતપોતાના કોઠામાં[1] ગોઠવાયા હતા. અમને હલ્લો કરવાનો હુકમ થયો. અમારો કોઠો હલ્લો કરવા ધસ્યો-સીધો અલેકઝાંડરની પર જ ! કેમકે એ અમારા માર્ગમાં, તેનો પોતાનો ઘોડો જડતો નહોતો તેથી ધુઆંપુઆં થતો, ઊભો હતો. અમે તો આગળ વધ્યા જ -ખીચોખીચ ગોઠવાયલી હારોમાં, અને તાકેલાં બેયોનેટ સાથે. અમે તે પળે શહેનશાહને ખરેખર ભયકારક લાગ્યા હોઈશું; કારણ કે એ ત્રણ જબરા કૂદકા મારીને અમારા માર્ગમાંથી દૂર નાઠો. યુદ્ધસંગીત અને ખુદ કૂચે પ્રેરેલા ઉત્સાહની અસર હેઠળ હોય તેવા અણીદાર 'બેયોનેટધારી' લશ્કરી કોઠાનો ખરો અર્થ શું થાય, એ મને તે વખતેજ સમજાયું. એ પળની અમારી મનોદશા તો એ જ હતી કે એ અમારો સેનાપતિ અમારા-કૂચ કરતી સેનાના માર્ગમાં વિઘ્નરૂપ હતો; એ ખસ્યો નહોત તો તો આખા કોઠાએ તેના શરીર પર થઈને જ કૂચ કરી હોત. "એ આપણા રસ્તામાં વળી શાનો આવે" આમ પછીથી કુમારોએ પૂછેલું પણ ખરું; આવે વખતે બુઢ્ઢા રીઢા સૈનિકો કરતાં પણ બંદૂકધારી કુમારો વધારે ભયાનક હોય છે.

૧. કોઠો='કૉલમ'.

પછીને વર્ષે, સેંટ પીટર્સબર્ગના કિલ્લાના રક્ષણ માટેની ફોજની મહાન વ્યૂહરચનામા અમારે ભાગ લેવાનુ થયુ, ત્યારે યુદ્ધની તૈયારીના કેટલાક નવા લક્ષણો જાણવાની તક મને મળી અમને તે વખતે કશીએ નેમ વગર કલાકોના કલાકો લગી અમારા અફસરો એક મોટા મેદાનમા કૂચ કદાવકરાવ કરતા હતા. આને લીધે એક તો અમે પુષ્કળ થાકી ગયા ને વધારામા, તોપમારોના ભડાકા ચોપાસ થયા કરતા હતા તેનો કેફ પણ અમારા મગજે ચઢ્યો હતો કૂચ જ્યારે અસહ્ય થઇ ત્યારે અમે સૌએ અમારા ઉપરીઓના હુકમો તેમ જ વિનવણીઓ ન ગણકારતા મન ફાવે તેમ મેદાનની કોર પર કે પડોશના જગનોમાના રસ્તા પર ટુકડી પડી જઈને ચાલવા માડયુ. એવામા ત્યા પધાર્યા શહેનશાહ મલામત અફસરો ગભરાટમા પડ્યા. એમની વિનવણીઓ વધી પડી પણ સાભળે કોણ? સદ્‌ભાગ્યે, અનેકઝાડર ધ સેકડ યુદ્ધવાદનો ખા નહોતો એટલે તેણે અમને પ્રોત્સાહનના બે વચન કહ્યા, આરામ લેવા સૂચવ્યુ અને પાછો ઘોડો દપટાવી ગયો

આ બનાવ પરથી મને સમજાયુ કે લડાઈમા ઘણો આધાર લશ્કરની તે વેળાની મનોદશા પર જ રહે છે થાકીને લોથ થએલા સિપાહીઓ ગમે તેવી કડક શિસ્ત પાળવાની પણ દરકાર નથી કરતા પણ તેઓ જ્યારે ઉત્સાહી અને આત્મશ્રદ્ધાવાન હોય ત્યારે, સાધારણ રીતે અશક્ય મનાતા કાર્યો પણ તેમની પાસે કરાવી શકાય છે પાછળથી સાઇબિરિયામાં વૈજ્ઞાનિક શોધના કાફલામાં રહીને 'અશક્ય' વસ્તુઓ અમારે હાથે સિદ્ધ થતી મે જોઈ, ત્યારે આ સત્ય મને વિશેષ સમજાયુ હતું

## ૨

છાવણીનિવાસ દરમિયાન અમારે કવાયત અને વ્યૂહરચનાઓ કરવાની હતી એ ખરુ, પણ તેમાં મુકાબલે ઓછો વખત

જતો. તે ઉપરાંત અમારો ઠીકઠીક વખત જમીનની માપણી અને દુર્ગરચનાનું વહેવારૂ કામ શીખવામાં વીતતો. માપણી એ પ્રદેશમાંના રસ્તા અને વિશાળ વાડીઓની કે તળાવ ને ઝરણાંની કરવાની હતી. અમે રોજના ચારપાંચ કલાક ગાળીને કરેલી આ માપણીનાં માપ વગેરેની સરખામણી પ્રમાણભૂત નકશાઓ સાથે અમારા શિક્ષકો કરતા અને ઉત્તમ કાર્ય જેનું હોય તેને કંપાસ વગેરે માપણી અને ડ્રોઇંગનાં સાધનોને રૂપે ઇનામો આપતા. મને પોતાને તો આ કામ કરવું ઘણું જ ગમતું. એ કામમાં સ્વેચ્છાવિહાર શક્ય હતો. જુગજૂના વૃક્ષરાજોની છાયામાં એકાંત સેવી શકાતું, વનજીવનનાં દૃશ્યો અને પ્રસંગોની મોજ ખલેલ વિના માણી શકાતી અને સોંપાયલું કામ કરવામાં પણ ઘણો રસ પડતો. આ સર્વના દૃઢ, આનંદકારી સંસ્કારો મારા મન પર પડ્યા છે. વળી, આગળ જતાં જ્યારે હું સાઈબિરિયાના પ્રદેશોનો શોધક થયો અને મારા સાથીઓ મધ્ય એશિયામાં એવી જ ફરજો બજાવવા ગયા, ત્યારે શાળાસમયમાં માપણી માટે મળેલી આ તાલીમ અને અનુભવો અમને બહુ જ ઉપયોગી નીવડ્યાં. છેલ્લા વર્ષ દરમિયાન છાવણીની પડોશનાં ગામડાંમાં પણ આવા જ કામ માટે અમારે જવાનું થએલું, ત્યારે ખેડૂતોની જિંદગીનાં અવલોકન અને અભ્યાસ માટે જે તક અમને મળી હતી, તેની પણ અમારા બૌદ્ધિક અને નૈતિક જીવન પર સરસ અસર થઈ હતી.

છાવણીવેળા દુર્ગરચનાના જે ઉત્તમ પાઠ અમને મળેલા, તેનો અમે શાળાએથી પાછા ફર્યા બાદ એક વાર જ્યારે સ્વતંત્રપણે અમારા બાગમાં ઉપયોગ કર્યો, ત્યારે, અમારાં કપડાં ખરાબ થાય છે એવે બહાને ઉપરીઓએ અમારો રચેલો એક સુંદર દુર્ગ તોડાવી નાખ્યો હતો. એ બેવકૂફોને એટલું ય ભાન નહોતું કે પોતે શીખેલું સ્વતંત્રતાપૂર્વક અજમાવવામાં બાળકોને કેટલો નિર્દ

આનંદ મળે છે ને તેની સર્જનશક્તિ પણ કેટલી બધી ખીલે છે. ખરેજ, અમારા સમયની શિક્ષણપ્રથામાંથી મધ્યકાળનો અંધકાર હજુ લુપ્ત થયો નહોતો.

## ૮

# જેમાં ગુલામો મુક્તિ પામે છે

## ૧

તે કાળે જે પ્રેરકબળો રશિયાના રાષ્ટ્રીય જીવનની પાછળ હતાં, તેનો વિકાસ અને પ્રચાર ૧૮૫૯–૬૧નાં વર્ષો દરમિયાન ઘણો થયો. જે વાતો એક દશકાથી મિત્રસંમેલનોમાં છાનીછાની થતી હતી, જે વાતો કરનાર પેઢીના સાહિત્યક પ્રતિનિધિઓ ટોલ્સ્ટોય, હર્ઝેન, બાકુનિન, ઓગર્યોફ, કેવેલિન, ડૉસ્ટોયેવ્સ્કી, ગ્રિગોરોવિચ, ઑસ્ટ્રોવ્સ્કી અને નેક્રાસોફ હતા, તે વાતો હવે જાહેરમાં એક કે બીજે રૂપે છપાવા લાગી. છાપાં અને છાપખાનાંને ગુંગળાવતો કાયદો તો હજી ય ઘણો સખ્ત હતો જ, તેથી રાજકીય ચર્ચાના લેખોમાં જે કહી ન શકાતું, તે નવલકથાઓ, રમુજી લખાણો કે યુરોપમાં બનેલા બનાવો વિશેની વ્યંગટીકાઓમાં, જાણે કે દાણચોરીથી, કહેવાતું અને છપાતું. એ સાહિત્ય વાંચનાર દરેક જણ તેની પાછળનો ગુપ્ત મર્મ પણ કળતો, સમજી લેતો.

એ વખતે મારે તો શાળાના ગોઠિયા અને થોડાં નજીકનાં સગાં સિવાય સેંટ પીટર્સબર્ગમાં કોઈની જોડે સંબંધ નહોતો; એટલે હું તો તે વર્ષોની એ સર્વ અંતિમપક્ષોની હિલચાલોથી માઈલના

માઈલ દૂર હતો. એ હિલચાલો એટલી ઝડપથી વ્યાપતી જતી હતી કે અમારી શાળા જેવી "સુહેતુક" સંસ્થામાં તેમજ મારાં મૉસ્કોવાળાં જે અમીરકુટુંબનાં સગાં પીટર્સબર્ગમાં રહેતાં હતાં, તેમના સુધી તેની ચિનગારીઓ પહોંચ્યા વિના રહી નહોતી. એ સગાંમાં મુખ્ય તે, અગાઉના એક પ્રકરણમાં પ્રિન્સ મર્સ્કીને નામે મેં ઓળખાવેલ કુટુંબ હતું. પ્રિન્સેસ મર્સ્કી મારાં ફોઈ અને તેમની પુત્રી મારી પિતરાઈ થાય. તેને એક બીજા પિતરાઈ સાથે પરણવું હતું, પણ રશિયન ધર્મસંસ્થાના નિયમાનુસાર તેમ થઈ શક્યું નહિ હોવાથી, તે ઘણી અસંતોષી અને સમાજ સામે ઘણી બંડખોર બની હતી. આ કારણે, ત્યાં કેટલુંક તાજામાં તાજું વિપ્લવ–સાહિત્ય મને રવિવારે કે તહેવારે જાઉં ત્યારે, વાંચવા મળતું. ખાસ કરીને, રશિયામાંથી દેશનિકાલ થએલો મહાન વિપ્લવવાદી હર્ઝન પોતાનું 'પોલર સ્ટાર' નામનું સામયિક લંડનમાંથી પ્રગટ કરતો તે ચોરીછૂપીથી એ ઘરમાં મિસ મર્સ્કી મંગાવતી અને રશિયન આપખુદી તથા તેના સડેલા રાજ્યતંત્ર સામેની હર્ઝનની બળબળતી ટીકાઓ હોંસથી અમે બંને સાથે બેસીને વાંચતાં. 'પોલર સ્ટાર'ના કાગળના પૂંઠા પર એક ગોળ બિલ્લાની અંદર પાંચ વિપ્લવવાદીઓનાં મહોરાં છપાતાંઃ ૧૮૨૫ની ચૌદમી ડીસેમ્બરે પહેલા નિકોલસે જેમને ફાંસી દીધી હતી, તે આ પાંચ ખાનદાન પુરુષો બેસ્તુઝહેફ, કેહોવ્સ્કી, પેસ્ટલ, રાયલીએફ અને મુરાવિઓફ એપોસ્ટોલ–એટલા હતા. એ વીરોનાં મુખને હું લગભગ પૂજ્યભાવે નિહાળી રહેતો. ટર્જેનેફ જેવા સાહિત્યસ્વામીની પ્રશંસા પામી છે તે હર્ઝનની પરમ જ્વલંત લેખનશૈલી,–"તે આંસુ અને લોહીથી લખતો; તેના જેવો બીજો રશિયન લેખક થયો નથી" એમ ટર્જેનેફે કહ્યું છે–તેના વિચારોની વ્યાપકતા અને રશિયા માટેનો તેનો ઊંડો પ્રેમઃ આ સર્વ મને એટલાં પ્રેરણાવાહી લાગ્યાં હતાં કે હું એ સામયિકનાં પૃષ્ઠો ફરીફરીને એકચિત્તે વાંચ્યા કરતો.

વાતાવરણમાંના વિચારોથી ઊભરાવા માંડેલું મારું મન શાળામાં પણ શાંત રહી શકે નહિ એ કુદરતી હતું ત્યાં હતો ત્યારે જ ૧૮૫૯માં કે ૧૮૬૦ની શરૂઆતમાં મેં મારું પહેલું ક્રાન્તિકારી પત્ર હસ્તલિખિત રૂપમાં શરૂ કર્યું તે ઉંમરે તો હું બંધારણવાદી જ હોઉં ને ? એટલે મેં માગ લેખોમાં, રાજદરબારના લખલૂટ ખર્ચો તથા અમલદારોના જુલમો વિષે જે જે સાંભળવામાં આવતું, તેનો ઉલ્લેખ કરીને લખવા માંડ્યું કે રશિયામાં આપખુદ રાજ્યસત્તાને સ્થાને બંધારણમાર્ગી સરકાર થવી જોઈએ પત્રની હું ત્રણ નકલ લખતો એક રાખતો મારી પાસે, અને બે સરકાવી દેતો, મારા જે બે સહાધ્યાયીઓ આવા પ્રશ્નોમાં રસ લે તેવો સંભવ છે એમ હું જાણતો હતો, તેમનાં મેજમાં. સાથે એની સૂચના પણ મૂકેલી (મારું નામ તો પત્રમાં નહોતું જ) કે તમારે જે કંઈ જવાબમાં કહેવાનું હોય તે આપણા પુસ્તકાલયમાંના મોટા ઘડિયાળ પાછળ મૂકજો વળતે દહાડે મેં ત્યાં પ્રોત્સાહક જવાબ દીઠા એટલે પત્રની તાજી નકલો મેજમાં મૂકી. હવે તેઓ જાતે જ મારી પાસે આવ્યા, કેમકે મારા સિવાય શાળામાં આવા વિચારો બીજું કોઈ ધરાવતું નહોતું તેની તેમને ખબર હતી. તેમની સલાહ પરથી અમે એમ નક્કી કર્યું કે મારા પત્રનો જે ઉદ્દેશ હતો, કે આ વિષય ચર્ચનાર વિદ્યાર્થીઓને એકબીજાથી જાણીતા કરવા ને ભેગા કરવા, એ પાર પડી ચૂક્યો હોવાથી, ને વધુ તો, જો શાળાના અધિકારીઓના હાથમાં અમારું પત્ર જાય તો અમારી ત્રણેની માઠી વલે તેઓ કરે ને કામ પણ અટકે એવી ખાતરી હોવાથી, પત્ર તો મેં બંધ કર્યું પણ આટલું બન્યાને પરિણામે અમે ત્રણ જણા રાજકીય પ્રશ્નોના વાચન તથા વિચારણા માટે વારવાર મળવા લાગ્યા અને બીજાઓમાં પણ અમારી ભાવનાઓનો પ્રચાર શરૂ કર્યો

૨

રશિયામાંથી ખેડૂતોની અને બીજા વર્ગોની ગુલામગિરી

નાબૂદ કરવાનો સવાલ એ વખતે દેશનાં સઘળાં વિચારશીલ મનુષ્યોનું ધ્યાન રોકી રહ્યો હતો.

૧૮૪૮ ની સાલવાળા ફ્રાંસમાંના બળવાનો આછો પડઘો રશિયન ખેડૂતના દિલમાં પણ પડ્યો હતો અને ૧૮૫૦થી તો ખેડૂ–ગુલામોનાં બંડ ગંભીર રૂપ પકડતાં થયાં. જ્યારે ક્રિમીઅન વિગ્રહ ફાટી નીકળ્યો (૧૮૫૪) અને નવું લશ્કર ઊભું કરવાની પ્રવૃત્તિ સત્તાવાળાઓને હાથ ધરવી પડી ત્યારે તો એ બંડો અપૂર્વ વેગ અને તીવ્રતાથી વધી પડ્યાં–તે એટલે સુધી કે પહેલાં આવા નાનામોટા દંગા થતા ત્યારે તેને દાબી દેવા અને ખેડૂતોમાં ભયત્રાસ ફેલાવવા સિપાહીઓની નાની ટુકડીઓ બસ થતી; પણ હવે તો એમની મોટી ફોજ ને ફોજ મોકલવી પડતી.

એક બાજૂ ગુલામોનો આ ઊકળતો જતો અસંતોષ, અને બીજી બાજૂ અલેકઝાંડર ધ સેકંડના ગાદીનશીન થવા સાથે મોખરે આવતા જતા એ નવી પેઢીના–નવા જમાનાના રશિયનો–આ બળોને પ્રભાવે કરીને, ખેડૂતોની મુક્તિ તાકીદે થવાની જરૂર દહાડેદહાડે વધતી હતી. શહેનશાહ ને રાજકુટુંબનાં પણ કેટલાંક અગ્રણીઓ મુક્તિની અનિવાર્યતા સમજી ગયાં હોવાથી તેની તરફેણમાં હતાં. શહેનશાહનો પોતાનો વિચાર એવો હતો કે ખેડૂતોને સ્વાતંત્ર્ય બક્ષવાની દરખાસ્ત તેમના માલિકો–જાગીરદારો–તરફથી આવે તો વધુ સારું. એમની પાસે એ દરખાસ્ત અણાવવાના તેણે ઘણા પ્રયાસ કરી જોયા, પણ ફોકટ. ૧૮૫૬ના માર્ચમાં તો તેણે મૉસ્કોના અમીરવર્ગની એક સભામાં જ પોતાની માગણી રજૂ કરી. જવાબમાં હઠીલા મૌન સિવાય તેને કંઈ મળ્યું નહિ. એટલે ગુસ્સે થઈને તેણે હર્ઝનનાં યાદગાર વચનો ટાંકી સંભળાવ્યાં: "ગૃહસ્થો, નીચલાઓ એ પગલું લે ત્યાં લગી વાટ જોવાને બદલે આપણી ઉપલાઓની તરફથી એ લેવાય એ વધુ સારું છે. મતલબ કે દલિતો સત્તાધારી

પાસેથી સ્વાતંત્ર્ય અને છૂટવે જ, એ વખત આવવા દેવામા ગોભા નથી " તેના એ શબ્દો પણ પથ્થર પર પાણી નીવડ્યા આખરે પોલેંડનો હાકેમ નાઝિમોફ ત્યાના ત્રેનણ પ્રાતોના અમીરો પાસે ૧૮૫૭ના નવેમ્બરમા આ બાબત વિશે ઝારને અરજી કરાવવામા ફતેહમંદ થયો અને તેના ઉત્તરમા અનેકઝાડરે ગુલામી નાબૂદ કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો એ મહાપ્રસંગે હર્ઝને " ધાઉ હેસ્ટ કોંકર્ડ, ગેલિલીઅન " એ મથાળાથી જે લેખ લખ્યો હતો તે અમે સૌએ આંસુભીની આખે વાચ્યો હતો તેમા અમારા લંડનવાસી દેશનિકાલી દેશભાઇઓએ જાહેર કર્યું હતું કે હવેથી અલેકઝાડર ધ સેકંડને અમે દુશ્મન ગણીશુ નહિ, પણ મુક્તિના મહાભારત કાર્યમા તેને ટેકો આપીશુ

આ સમયનુ ખેડૂતોનુ વલણ ખાસ ધ્યાન ખેચનારુ હતુ. તેમના બડબળવા એકદમ શાત થયા અને તેવામા જ અલેકઝાડર મધ્ય રશિયામાથી પસાર થતો હતો ત્યારે ખેડૂતોના ટોળેટોળા તેની ગાડી પાછળ, સ્વાતંત્ર્યની યાચના કરતા કરતા, દોડતા હતા— જે બનાવ ઝારને પોતાને બિલકુલ ગમેયો નહિ. ખેડૂતોમાં એવી અફવા પણ ચાલતી હતી કે ફ્રાસના નેપોલિયન ત્રીજાએ તેને આ પગલુ ભરવાની ફરજ પાડી હતી ગમે તેમ, પણ પરદેશથી દબાણ થયા વિના ગુલામો છૂટા થવાના નથી એમ તો ખેડૂતો માનતા થઇ ગયા હતા તેમનામાના એકે મને કહેલુ ' ગૅરિબાલ્ડી અહીં આવ્યા વિના કંઈ વળવાનુ નથી "

પરંતુ હરખ ને ઉજમની આ થોડી ક્ષણો પછી તો અનિશ્ચિતતા અને અશાતિના કેટલાય વર્ષો વેઠવાના આવ્યા મુક્તિની યોજનાની વિગતો વિચારવા રાજધાની તેમ જ જિલ્લાઓમા ખાસ સમિતિઓ તો નિમાઈ જ હતી, પણ અલેકઝાડરનુ મન

ડગવા લાગ્યું. છાપાં વિગતોની ચર્ચા ન કરી શકે તે માટે તેમના પર નવો અંકુશ મુકાયો. ભયંકર અફવાઓ સેંટ પીટર્સબર્ગમાં ફેલાવા અને અમારી ચમૂશાળા સુધી પહોંચવા લાગી.

ઘણા ય જુવાન અમીરઉમરાવો તો ઉઘાડી રીતે મુક્તિની તરફદારી કરતા જ હતા, પણ તેમના વૃદ્ધ વડીલોએ હવે ઝારની પડખે ચઢીને તેના કાન એવી રીતે ભંભેરવા માંડ્યા હતા- "જેવા ખેડૂઓને તમે મુક્ત કરશો તેવા જ તેઓ પોતાના માલિકોને રહેંસી નાખવાના છે, યાદ રાખજો" આમ કહેતા-કે તે નબળા મનનો પુરુષ એવીએવી વાતોથી બીધા અને દબાયા વિના ન જ રહે. આમ છતાં, સમિતિઓનું કાર્ય ચાલુ જ હતુ, વધારે હિંમતવાન છાપાં રશિયામાં-ખાસ કરી, ચર્નીશેવ્સ્કીનું 'સોવ્રીમેનિક'[1]-અને હર્ઝન લંડનમાં આખા ય પ્રશ્નની પૂરી વિગતોના જ્ઞાન સહિત યોજના ચર્ચતા હતા, અને સેંટ પીટર્સબર્ગનો આખો ય બુદ્ધિશાળી શિક્ષિત વર્ગ તેમને પક્ષે જ હતો. એ પાટનગરનાં દિવાનખાનાંથી માંડી શેરીઓ સુધીનું એકંદર વાતાવરણ એવું હતું કે પીછેહઠ અશક્ય જ લાગતી હતી. સૌ કોઇ કહેતું કે ગુલામોને મુક્ત કર્યા વિના હવે આરો નથી. અને બીજી સિદ્ધ વાત એ હતી કે મુક્તિ મળ્યેથી ગુલામો માત્ર પોતાનાં ઘરખોરડાંના ધણી થવાના હતા એટલું જ નહિ, પણ આજ લગી તેમણે જાતે ખેડેલી જમીનના ધણી પણ થનાર હતા.

આ પરિસ્થિતિ છતાં, ઘરડિયાઓ સહેલથી ઉત્સાહભંગ થાય તેવા નહોતા. તેમણે તરેહતરેહના ઇલાજ અજમાવીને સ્વતંત્રતાની વાત ખોળંભે નાખવાની કોશિશ આદરી. યોજનાને અંગે દરેક ખેડૂતને ભાગે જેટલી જમીન આવે તેમ હતી, તેના નાના અને વધુ નાના ટુકડા કરવાની સૂચના તેમણે કરી, તેમજ મુક્ત

૧. સોવ્રીમેનિક='ધ કોન્ટેમ્પોરરી'-સમકાલીન.

ગુલામોએ મુક્તિના મૂલ્ય તરીકે જે જમીનવેરો ભરવાનો હતો, તે એટલો તો વધારવાનો આગ્રહ કરવા લાગ્યા કે, આગ્રહ અમલમાં મુકાય તો મુક્તિ માયાવી જ નીવડે. એ સૂચના અને આગ્રહનો સ્વીકાર કરાવવામાં તે વેળા તો તેઓ પૂરેપૂરા ફતેહમંદ થયા; કેમકે "ઉમરાવો આપ નામદારને 'રેડ્ઝ'માંના એક ગણતા થઈ ગયા છે" આવો ટાણો અલેક્ઝાંડરને યુદ્ધખાતાના મંત્રીના ભાઈ નિકોલસ મિલ્યુટિને રાજીનામું આપતાં માર્યો, ત્યારે એ શહેનશાહ ઉમરાવો કહે તેમ કરવા તૈયાર થઈ ગયો હતો. પરિણામે, આગલી સમિતિઓને વીખેરી નાખવામાં આવી અને નવી જે નિમાઈ, તેણે જાગીરદારોના લાભમાં જ આખી યોજના ફરીથી ઘડી. છાપાંને મોંએ ફરીથી ડૂચા દેવાયા.

વસ્તુસ્થિતિ ઘણું જ સીઘ્ર રૂપ ધારણ કરતી જતી હતી. મુક્તિ નામે પણ મળવાની કે કેમ, એ સવાલ હવે તો પુછાવા માંડ્યો. હું ઘણી જ ઉત્કંઠાથી આખી ય લડતના બનાવો અને ચર્ચાઓને અનુસરતો હતો અને રવિવારે ઘેર ગએલા મારા સાથીઓ શાળામાં પાછા આવે ત્યારે, તેમનાં માતપિતા આ મહાપ્રશ્ન વિશે શું ધારે છે એ જાણવાની ખૂબ જિજ્ઞાસા રાખતો. ૧૮૬૦ની આખર પાસે આવી ત્યારે તો વર્તમાન વધારે ને વધારે ખરાબ સંભળાવા લાગ્યાઃ "દરબારમાં વેલ્યુએફના પક્ષે હમણાં તો બહુ જોર પકડ્યું છે"–"એ લોકો તો અવ્વલથી આખર લગી બધું નવેસર જ ઘડવા માગે છે"–"પ્રિન્સેસ 'એક્સ'(તે ઝારની મિત્ર હતી)નાં સગાં તેના પર આજ-કાલ ભારે દબાણ લાવી રહ્યાં છે."–"મુક્તિની વાત હમણાં તો મોકુફ રખાશે, કેમકે મુક્તિ અપાય તો બળવો ફાટી નીકળવાની ધાસ્તી એમને લાગે છે." આમ કોઈ કાંઇ કહેતું ને કોઈ કાંઇ.

૩

૧૮૬૧ના જાન્યુઆરીમાં પાછી કંઈક આશાસ્પદ વાતો સંભળાવા લાગી. ઓગણીસમી ફેબ્રુઆરીએ રાજાનો રાજ્યારોહણદિન આવતો હતો, તે વખતે ગુલામોની મુક્તિ વિશે કંઈક ઢંઢેરો બહાર પડશે એમ બોલાવા લાગ્યું.

એ ઓગણીસમી તારીખ તો આવી અને ગઈ તો ય કશું જાહેર થયું નહિ: ( પાછળથી જણાયું તેમ, ઢંઢેરા પર સહીઓ તો તે જ દહાડે થઈ ગએલી, પણ એવામાં એક મોટો પ્રજાકીય મેળો માથે આવતો હતો ત્યારે જે પુષ્કળ દારૂ આમવર્ગમાં ઊડવાનો તેથી તેમ જ મુક્તિ મળ્યાના હર્ષોન્માદથી તેઓ તોફાને ચડે એ બીકે તે પ્રસિદ્ધ કરાયો નહોતો; ઊલટું, મેળામાં તોફાનો થવાનાં છે એમ માનીને દમનનીતિ વધારે સખ્ત ચલાવવાની સૂચનાઓ અપાયલી. ) પણ ત્યાર પછી પખવાડિયાને રવિવારે–પમી માર્ચે–સવારે હજી હું બિછાનામાં જ હતો ત્યાં મારો સિપાઇ-નોકર ઇવાનોફ ચાપાણીના ખુમચા સાથે મારા ઓરડામાં " પ્રિન્સ, મુક્તિ મળી; ઢંઢેરો એ... ...સામી દુકાનોએ ચોઢ્યો."

" પણ તેં પડે એ જોયો ?"

" નહિ ત્યારે ? જુઓને, લોકો ઘેરેઘેરા વળીને ભેગા થયા છે ને ? એક જણો વાંચે છે ને બીજા સાંભળે છે. મુક્તિ મળી જ છે."

એ મિનિટમાં મેં કપડાં પહેરી લીધાં. બહાર નીકળતો હતો ત્યાં તો એક સાથી મારા ઓરડા તરફ જ ચાલ્યો આવતો હતો.

" ક્રોપોટકિન, મુક્તિ !" તે બોલી ઊઠયો: " જો આ રહ્યો ઢંઢેરો, વાંચ. મને એ દેવળમાં મળ્યો. આજે પરોઢિયાની પ્રાર્થના પછી એ વંચાયો અને વહેંચાયો. ત્યાં ઝાઝાં લોક નહોતાં; થોડા

ખેડૂતો જ આવેલા. ઢંઢેરાનો અર્થ તેઓ સારી રીતે સમજતા લાગ્યા, કેમકે હું દેવળમાથી બહાર આવતો હતો ત્યારે દરવાજે ઊભેલા બે ખેડૂતોએ આમ હાથનો લહેકો કરી, ટોળ કરતાકરતા મને પૂછ્યુ 'કેમ સાહેબ! હવે તો ખેલ ખલાસ બધો!' સાથીએ લહેકો કરી બતાવી પેલા બે જણે તેને ત્યાથી ચાલ્યા જવાની જે ચેષ્ટા કરેલી, એ પણ તેણે મને કરી બતાવી. માલિકને રવાને કરી દીધાની એ ચેષ્ટામા વર્ષોના વર્ષોની આશા પૂરાયાના ચિહ્ન સ્પષ્ટ હતા

ઢંઢેરો મે ફરીફરીને વાચ્યો. વાચતા સમજાયુ કે મુક્તિ મળનાર છે એ ચોક્કસ, પણ તરતમા નહિ.—આ તો બે વર્ષ બાદ, ૧૮૬૩ના ફેબ્રુઆરીની ઓગણીસમી તારીખે, જે બક્ષીસ ખરી રીતે થવાની છે, તેનો નિર્ણય જ હમણાં બહાર પાડચો છે આમ છતા, એટલુ તો ચોક્કસ, કે ગુલામો હવે વિમુક્ત થવાના અને એમના ઘરબાર ને જમીન એમની માલિકીના બનવાના. માલિકીને સાટે એમણે નાણા ભરવાના હતા એ ખરુ, પણ એમના પર જે જુગજૂનુ લાછન હતું, તે તો હવે ધોવાયુ જ. હવે તેઓ ગુલામ નહિ ગણાય જૂનવાણી પ્રત્યાઘાતીઓ આખરે નથી જ ફાવ્યા

થોડી વાર રહીને કવાયતમા જવાનો વખત થતાં અમે ત્યા ગયા કવાયત પૂરી થઈ એટલે ઝારે પોતાના અફસરોને ઉદ્દેશીને આજના મહાન પ્રસગ વિશે ભાષણ આપ્યુ અમે તો દૂર ઊભેલા, તેથી ભાગ્યાતૂટયા વાકયો જ સાભળી શક્યા "સૈકાઓથી ચાલ્યા આવતા ઘોર અન્યાયનો આજે લોપ થયો છે રાજ્યના અમીર-ઉમરાવો પાસેથી હું સ્વભોગની આશા રાખુ છુ." આવુ કેટલુક સંભળાયેલુ ભાષણ પૂરુ થયે અફસરોએ હર્ષનાદથી શહેનશાહને વધાવ્યા

અમે કવાયત પછી દોડચા દોડચા ઇટાલિયન સગીતનાટકમા ગયા—આજે તેનો છેલ્લો જ દહાડો હતો—તો ત્યા છટ્ટે મજયે એકસા

થએલા જુવાનો–એકબીજાને ઓળખતા હોય કે નહિ તો પણ–ઉત્સાહભર્યે દિલે એ ને એ જ વાત કરતા હતા. ત્યાંથી ઊતરી અમે નાટકશાળામાં "ગૉડ સેવ ધ ઝાર" એ ગીત ગાવાના વિચારથી ગયા, તો ત્યાંનું બૅન્ડ એ ગીત જ ગાવાનો પ્રયાસ કર્યા કરતું હતું–પ્રયાસ એટલા માટે કે હર્ષનાદ અને હુર્રેના બેફાટ અવાજોમાં બૅન્ડના સરોદ સાવ ડૂબી જ ગયા હતાઃ કેટલી ય વાર પછી આછાઆછા એ સરોદ અમને સુણાયા.

એ દિવસે પાટનગરને ચોરે અને ચૌટે, શેરીઓમાં, રસ્તામાં, ઘરોમાં–સર્વત્ર આવો જ ઉત્સાહ ઊભરાતો હતો. શહેનશાહ એક મહેલમાંથી બીજામાં કે મહેલમાંથી કચેરીએ જવા નીકળે, કે હરખઘેલા લોકોનાં ટોળેટોળાં તેની ગાડી પાછળ દોડતાં. એ દિવસને વિશે બે વર્ષ બાદ–અલેકઝાંડરે જ્યારે પોલંડમાં ઊઠેલું બંડ દાબી દેવા ખુનામરકી ચલાવી ત્યારે–હર્ઝને જે લખેલું તે અક્ષરેઅક્ષર સાચું જ હતુંઃ "અરે અલેકઝાંડર, તું એ દહાડે મૂઓ કેમ નહિ? તારું નામ ઇતિહાસમાં એક વીરવિભૂતિ તરીકે અમર થઈ ગયું હોત."

૪

ગુલામીના તરફદારો જેનો ભય બતાવતા હતા તે દંગા અને ડીંગલ હવે ક્યાં ગયાં? એકબે ગૌણ અપવાદો સિવાય–ને જેનાં કારણ ઘણે ભાગે ગેરસમજૂતીને આભારી હતાં–એવાં કોઇ તોફાન થયાં જ નહિ. મુક્તિ મળવાથી યથેચ્છ રીતે વર્તવાની છૂટ ખેડૂતોને મળતાં તેઓ સામા ઊઠશે એવી દહેશત રખાયલી, પણ હકીકત તરીકે તો, એમને સામે ઊઠવું જ હોત તો, મુક્તિના કાયદાને લગતાં ધારાધોરણ ઘણે ભાગે એટલાં તો અનિશ્ચિત અને સંદિગ્ધ હતાં કે એ બહાને તેઓ તોફાન મચાવી શકત. એવું કંઇ કરવાને બદલે, નવી સ્થિતિના ઘણા વિપરીત સંજોગોને

પણ તેમણે તો પોતાની હમેશની વ્યવહારદક્ષતાથી અપનાવી લીધા—એવા સાંત્વન સાથે કે આર્થિક સ્થિતિ હજી મુશ્કેલીભરી રહેવાની છે છતાં અંગત મુક્તિ તો એમને મળી જ ચૂકી હતી. વળી, મુક્તિના બદલામાં જે વધારાનો જમીનવેરો તેમણે ભરવાનો હતો, જે ખરી રીતે, ગુલામીને અંગે ખેડૂતોએ માલિકો પ્રત્યે બજાવી હોત તે ફરજોને સ્થાને દિલાસા તરીકે માલિકોનાં જ ઘરમાં જવાનો હતો, એ ભરવામા ભારે મુસીબતો પડે તેમ હતું છતાં, ખેડૂતોએ નવી પોતીકી જમીન પર રાતદહાડો સખ્તમાં સખ્ત મહેનતમજૂરી કરીને પણ, તે ભરપાઈ કરવાનું માથે ઉપાડ્યું.

મુક્તિના ઢંઢેરા પછી પાંચેક મહિને, તથા ફરીથી સવા વર્ષે મારે જ્યારે નિકોલ્સ્કોય જવાનું થયું, ત્યારે મેં જોયું કે ખેડૂતોમાંથી દીનતા નષ્ટ થઈ છે, તેઓ પોતાના માલિકો જોડે સમાન ભાવે વર્તતા અને વાતચીત કરતા થઈ ગયા છે. ઉપરાંત, નવો કાયદો અનેક ગુંચવણોથી ભરેલો હોવા છતાં, તેમના આગેવાનોને તેની ઝીણામાં ઝીણી બારીકીઓ સમજી લેતા અને બીજાને સમજાવતા મેં જોયા.

ગુલામ વર્ગમાંનાં જેઓ ઘરખટલાના નોકરો હતા, તેમની સ્થિતિ મુક્તિને લીધે કેટલેક અંશે કફોડી થઈ. ગમે તે થાય તોપણ હવે તેઓ પોતાના જૂના શેઠોની નોકરી કરવા તો ઇચ્છતા જ નહોતા. ખેડૂતોની જેમ, તેમને કંઇ જમીન મળી નહોતી ને મળી હોત તોપણ તેનું શું કરવું એ તેમને સૂઝત નહિ. તેથી તેમનામાંથી કેટલાક વેપારીઓની પેઢીમાં નોકર બન્યા અને જેમના હાથમાં પોતાનો કોઈક પણ કસબ હતો તેમણે તેનો ઉપયોગ કરી, સ્વતંત્ર ધંધો આદર્યો. આ રીતે મારા પિતાની બેન્ડ-વાજાંની ટુકડીએ કાલુગામાં જ પોતાનો ધંધો જમાવ્યો ને અમારી જોડે પણ મીઠો સંબંધ રાખ્યો જ. જે નોકરોને આવી કોઈ સવળતા

નહોતી તેઓ—અને આ સંખ્યા નાની નહોતી—કોઈ ને કોઇ રીતે હાડમારીઓ વચ્ચે ગુજારો ચલાવતા, પણ જાગીરદારોના નોકરો તો હરગિજ ન રહ્યા.

માલિકોમાંથી, જેઓ વધારે મોટા જાગીરદારો હતા તેમણે રાજધાનીમાં પોતાનો વગવસીલો પહોંચાડીને હજી પણ જૂની સ્થિતિ એક કે બીજે નામે ચાલુ રાખવાની મથામણ આદરી અને ત્રીજા અલેક્ઝાંડરના રાજ્યકાળ દરમિયાન તેમાં થોડા ફાવ્યા પણ ખરા. પણ તે સિવાયના ઘણાખરા તો મુક્તિના નવા યુગને એક અનિવાર્ય આપત્તિ માનીને નમ્યા. તેમનામાંના જેઓ જુવાન અને પ્રગતિશીલ હતા તેમણે તો નવી વ્યવસ્થામાં શાંતિ અને ન્યાયથી વર્તવા બનતું કર્યું; ઘરડાઓએ તો, ખેડૂતો પાસેની જમીન બદલ મળેલાં નાણાં ખાનપાન તથા જુગારમાં ઉડાવવાની તૈયારીઓ કરી રાખેલી, તે તેમણે હવે અમલમાં મૂકી. વળી, જમીનના ભાવ હવે ઘણા ચઢી ગયા હોવાથી, મુક્તિ થશે એવી ગણતરીથી જે જાગીરદારોએ આગમચથી સામટી જમીન સસ્તે ભાવે ખરીદી રાખેલી, તેમણે હવે તે ત્રણ—સાડાત્રણગણે ભાવે વેચી નાખી તેથી એ રીતે પણ ઘણી સારી રકમો કમાયા હતા.

૪

તે યાદગાર પ્રસંગ પછી અગિયાર વર્ષે હું મને મારા પિતા તરફથી વારસામાં મળેલી ટામ્બૉફની જાગીરે એક વાર ગયો હતો. હું ત્યાં થોડાં અઠવાડિયાં રહ્યો અને ત્યાંથી પાછો ફરવાનો વખત મારે થયો હતો, તેવામાં એક દહાડો અમારા ગામડાનો પાદરી—દક્ષિણના પ્રાંતોમાં કોઈ વાર જેનો ભેટો આપણને થઈ જાય છે તેવો બુદ્ધિમાન અને સ્વતંત્ર મગજનો એ માણસ હતો—ગામ બહાર લટાર મારવા નીકળ્યો હશે. તે સાંજે આકાશમાં સૂર્યાસ્તની ભભક ઓર હતી; પાસેના વનમાંથી આહ્લાદક સમીર વાતો હતો. તેણે એક નાના ટેકરા પર બેઠેલો આધેડ વયનો એક ખેડૂત નામે

એન્ટન સાવેલીએફને જોયો. ખેડૂત એક ધાર્મિક સ્તોત્રોની પોથી વાંચતો હતો. પોથી જૂની સ્લેવોનિક ભાષામાં હતી, જેની જોડણી પણ પૂરી ખેડૂતને આવડતી નહોતી. ઘણી વાર તો એ છેલ્લા પૂંઠાની બાજૂથી વાંચવાનુ શરૂ કરતો અને એમ ઊલટાં પાનાં ફેરવ્યે જતો. એમ વાંચવું જ એને સૌથી વધારે ગમતું અને વાંચતાંવાંચતાં જે એક શબ્દ તેને ખૂબ ગમી ગયો હતો, એને વારંવાર ઉચ્ચારતો. હવે તે જે સ્તોત્ર વાંચતો હતો, તેની દરેક કંડિકા 'રિજોઇસ'[૧] શબ્દથી શરૂ થતી હતી.

"અલ્યા શું વાંચે છે?" પાદરીએ તેને પૂછ્યું.

"હા, આવો સાહેબ! હું કહું આપને" તેને જવાબ મળ્યો. "સાંભળો, ચૌદ વરસ પર આપણા ગામના મોટા બાપુ અહીં જાગીરે આવેલા. શિયાળો ચાલતો હતો. એવામાં એક દહાડો હું લગભગ આખો ઠરી ગએલો–બરફનું સખ્ત તોફાન ચડ્યું હતું–કામ પરથી ઘેર આવીને જ્યાં કપડાં ઉતારતો હતો ત્યાં તો મુખીએ હુકમ આણ્યો કે ચાલ જલદી, બાપુ બોલાવે છે તને. હું ને મારાં વહુછોકરાં ખૂબ ગભરાયાં. હું તો તેમને એવાં જ મૂકીને ડેલીએ આવ્યો તો ખબર મળ્યા કે બાપુ ઊંઘે છે. ઊઠ્યા પછી તેમણે કહ્યું તે એટલું જ કે તને ભીંત પર પ્લાસ્ટર મારતાં આવડે છે ને? કાલે આવીને પેલા ખંડમાં મારી જજે. હું સલામ કરી પાછો ફર્યો. રસ્તામાંના પૂલ પર વરસતા બરફમાં મારી સ્ત્રી નાનું બચ્ચું તેડીને બેબાકળી ઊભી હતી. મેં તેનો ભય ભાંગ્યો: 'કંઇયે નથી. એ તો થોડું સમારકામ કરવાનું છે.'–એ બન્યું, સાહેબ, ચૌદ વર્ષ પર. અને આજે? આજે, જુઓને, યાદ છે ને, તમે ય ત્યાં હતા, આ આપણા જવાન બાપુ હમણાં આવ્યા છે, તે હું જાઉં

૧. રાચો, આનંદ પામો.

ત્યારે પોતે ચા પીતા હોય તો મને પોતાની પડખે જ ખુરસી નંખાવીને બેસાડે છે, હેતપ્રીતથી બોલાવે છે, જાતે ચા કાઢીને પીવા આપે છે !–વારુ સાહેબ, સાંજ કેવી ખુશનુમા છે? વનમાંથી મઝાનો સુગંધી વાયરો વાય છે,' ને હું બેઠોબેઠો વાંચું છું: 'રિજોઇસ ! રિજોઇસ !'

ગુલામી નાબૂદ થવાથી ખેડૂતો જે પામ્યા, તે આ!

૯

# મહેલજીવનની ઝાંખી: અલેક્ઝાંડર ધ સેકંડ

૧

હું ઉપરાઉપર કેટલાંક વર્ષ લગી પહેલો નંબર હોવાથી, ચમૂશાળાના નિયમાનુસાર ૧૮૬૧ના જૂનમાં હું કુમારચમૂનો સાર્જંટ નિમાયો. આ પદવી ઘણી ઈર્ષ્યાજનક મનાતી, કેમકે સાર્જંટ અફસરની જ પદવીનો અધિકારી ગણાતો અને શહેનશાહની પોતાની તહેનાતમાં રહેનાર ખાસ કુમારરાજ[1] પણ એ જ હતો. વળી, હું ચમૂમાં શિસ્ત જાળવી શકીશ કે કેમ, તે વિશે પણ ઘણાને શંકા હતી. આ બાબતમાં તો કશો વાંધો ન આવ્યો, કેમકે નવે હોદ્દે ચડ્યા છતાં હું મારા સહાધ્યાયીઓ જોડે પહેલાંની જેમ જ બને તેટલો મૈત્રીસંબંધ જાળવતો. સાર્જંટપણાનો ખાસ લાભ એ હતો કે હવે મારે પહેલાંની જેમ કેટલીક કંટાળો આપતી વૈતરારૂપ કરવાની ફરજો બંધ પડી, તેમ જ મને સ્વતંત્ર અભ્યાસ-

૧. 'પેજ ઑફ ધ ચેમ્બર'–રાજઆવાસનો કુમારવયી પરિચારક

ખંડ મળ્યો; ગેરલાભ એ હતો કે ઘણી જ ગંભીરતાથી બોલવું-ચાલવું પડતું. તેથી, પહેલાં મારાં સ્વભાવ ને ટેવ અનુસાર એક ખંડમાંથી બીજામાં દોડીને પહોંચી જતો, તે હવે થઈ શકતું નહોતું.

રાજમહેલમાં જ્યારેજ્યારે નાનીમોટી 'લેવી'[1] થવાની હોય, નાચપાર્ટી હોય, મહેમાનસત્કાર કે પૂરબપકાથી ઊજવવાનો કોઈ ભોજનસમારંભ હોય, ત્યારેત્યારે કુમારરાજોને ત્યાં હાજર રહેવાનું હતું. નાતાલ, નવું વર્ષ અને ઇસ્ટરના તહેવારોને ટાંકણે તો એ અઠવાડિયાં દરમિયાન રોજ ને કોઈ વાર તો દિવસમાં બે વાર જવાનું હોય. ઉપરાંત, સાર્જંટ તરીકે મારી એક ફરજ એ હતી કે, દર રવિવારે શહેનશાહની હજૂરમાં રિપોર્ટ કરવાનો કે "શાળામાં સૌ ક્ષેમકુશળ છે."—પછી ભલેને એ દહાડે ત્રીજા ભાગના વિદ્યાર્થીઓ કોઈ ચેપી રોગથી પીડાતા બિછાને પટકાયા હોય! રોગે આવી રીતે ખરેખર એક વાર હલ્લો કરેલો, તે દહાડે મેં મારા ઉપરી કર્નલને જ્યારે પૂછ્યું કે "આજના કુશળસમાચાર તો જેવા છે તેવા જ પહોંચાડું ને?" ત્યારે તે કહે "એવું કંઈ બોલતો નહિ, ભલો થઈને. અહીં ટીંગલ ઊઠયું હોય તો જ તારાથી એવું કહેવાય."

રાજદરબારની જિંદગીમાં મનોરંજક અને દબદબાભર્યું ઘણું છે એમાં શંકા નહિ. સાંની ઉપલક છતાં અત્યંત સુઘડ રીતભાત, ત્યાંના અણીશુદ્ધ શિષ્ટાચારો અને ત્યાંનાં ઝાકઝમાળ પરિવેષ્ટન—આ બધું બેશક ઘણું જ આકર્ષક લાગે છે અને આકર્ષક કરવા જ યોજાયું હોય છે. મોટોશો દરબાર ભરાવાનો હોય કે રાજરાણી પાંચસાત રમણીઓનું સ્વાગત મહેલમાં કરવાનાં હોય—ગમે તે પ્રસંગ હોય, પણ તેનો દમામ, ઝળહળાટ અને અખંડ ગાંભીર્ય ખૂબ મનોહર લાગતાં. બહારનાં દશ્યોના આ

૧. મુલાકાતીઓના મેળાપ માટે ભરાતો દરબાર.

આકર્ષણ ઉપરાંત, મારું મન રાજદરબારી જીવનથી મુગ્ધ થવાનું એક બીજું કારણ એ હતું કે અલેકઝાંડર ધ સેકંડ એક પ્રકારનો પૂજાપાત્ર વીર પુરુષ હોય એવી દૃષ્ટિએ હું તેને જોતો હતો.' તે દરબારને લગતી ક્રિયાવિધિઓને ઝાઝું મહત્ત્વ નહોતો આપતો, પણ એ વખતે પોતાના રાજ્યકાળના આરંભસમયમાં તો એ સવારના ૭ વાગ્યાથી રાજકાજમાં મન પરોવતો અને રાજ્યમાં સુધારા કરવા માટે પોતાની આસપાસના પ્રત્યાઘાતી પક્ષની સામે આખોય દહાડો ઝૂઝતો. પોતે જે સંખ્યાબંધ સુધારાઓ દાખલ કરવા ચાહતો હતો, તેમાં ગુલામગિરીની નાબૂદી એ તો હજી મંગળાચરણ જ હતું. આવા પુરુષને અમે એ દેશકાળમાં એ ઉંમરે વીર સમાન ગણીએ તેમાં કંઈ નવાઈ નહોતી.

પણ રાજમહેલના જીવનનો મારો એ મોહ પૂરું એક વર્ષ પણ ટક્યો નહિ. બહારના ડોળદમામ જોવાના પ્રસંગો જેમજેમ વધતા ગયા અને જે ભીતરનું જીવન ઢાંકવા માટે એ ઠાઠમાઠ થતા હતા તે જીવનની ઝાંખી મને થતી ગઈ, તેમતેમ એ માયાનાં સકળ આવરણ છેદાયાં, મોહ નષ્ટ થયો અને એ બધાંનું મિથ્યાત્વ વધુ ને વધુ પ્રત્યક્ષ થવા લાગ્યું.

દરેક મોટા તહેવારે, રાજાના જન્મદિવસે અને આરોહણ-દિને મોટી 'લેવી.' ભરાતી ત્યારે તે સકુટુંબ, દમામદાર સરઘસના આકારે, મહલના વિશાળ ખંડોમાં હારબંધ ઊભેલા રાજ્યના લશ્કરી તેમજ બીજા બધા અમલદારોની વચ્ચેથી પસાર થઈને, દેવળે પ્રાર્થના માટે જતો ને એ જ રીતે મહેલે પાછો ફરતો. આ પ્રસંગોએ હું જોતો કે સરઘસ પહેલાં રાજકુટુંબનાં માણસો જે હળવેહૈયે ટોલટપ્પા ચલાવતાં હોય, તે સરઘસમાં આવી આવાં પૂતળાં બની જતાં; અમલદારો રાજાના સ્મિત કે શબ્દમાત્રથી

પણ ફુલાતાફુલાતા પોતાના સાથીઓ ભણી આસપાસ સગર્વ દૃષ્ટિ ફેંકતા; અને સરઘસમાંનાં ઘણાખરાં માણસો આખા ય સમારંભને અંતે એનાથી એટલાં કંટાળતાં, કે તેમણે તેમાં અનિવાર્ય ફરજને અંગે જ ભાગ લીધો છે એવું તુરત આપણને વર્તાઈ આવે.

શિયાળા દરમિયાન બે કે ત્રણ વાર રાજમહેલમાં મોટી નાચપાર્ટીઓ થતી; ત્યાં હજારો માણસોને નોતરવામાં આવતા. શહેનશાહ ' પોલોનેઝ ' નાચથી શરૂઆત કરે, એટલે પછી દરેક જણને જેમ ફાવે તેમ લહેર કરીને વખત ગાળવાની છૂટ હતી. એ સુવિશાળ ખંડોમાં ભમતાં ને રમતાં યુવકયુવતી સહેલાઈથી પોતાનાં મોટેરાંની નજર ચૂકવી દૂર સરકી જતાં; અને નાચતાં તથા જમતાંજમતાં યથેચ્છ વરતી શકતાં. વળી કેટલાંક વડીલો તો, પોતાની છોકરી સામ્રાજ્યના એકાદ ગ્રાન્ડ ડ્યૂકની માનીતી છે એમ જાણતાં જ, પેલીને તેની સાથે પ્રેમમાં પાડવા મહાપ્રયાસ કરતાં—જો કે સૌને સારી રીતે ખબર હતી, કે ' રૈયત 'ની કન્યાઓને પરણવાની ગ્રાન્ડ ડ્યૂકોને રજા હોતી નથી અને તેથી એ પ્રેમપાશ લગ્નપાશ નીવડવાનો નથી.

નાચપાર્ટીના પ્રસંગે મારે બજાવવાની ફરજ મુશ્કેલીભરી હતી. શહેનશાહ શિષ્ટાચાર પ્રમાણે આરંભ કરી આપ્યા પછી ન નાચતા, ન તો બેસતા. સ્ત્રીપુરુષોનાં ટોળાંમાં તેઓ ફર્યા કરતા ને હું તેમનો સાદ સાંભળું તેટલો પાસે, પણ પાછો અડચણરૂપ ન થાઉં એટલો દૂર, આવી રીતે એમની પાછળપાછળ મુખ્ય કુમારરાજ તરીકે મારે ચાલવાનું હતું. એમને આ ગમતું નહિ, પણ રિવાજ તોડવાનું પણ તેમનાથી બનતું નહિ. ટોળામાં એમને નિયમિતતાથી અનુસરવું એ અઘરું તો હતું જ, પણ તેઓ જ્યારે વનિતાવૃંદમાં પ્રવેશે ત્યારે તો એ સજીવ ઉદ્યાન જેવા

એમના પ્રવેશ માટે ઊઘડતો તેવો જ તુરત એમની પાછળ બંધ થતો, તેથી, અનુસરણનું કર્તવ્ય બજાવવું એ મારે માટે મહામુશ્કેલ વાત હતી.

જ્યારેજ્યારે અમારે ફરજને અંગે મહેલે રહેવાનું થતું, ત્યારે અમે ત્યાં જ 'લંચ' કે રાતનું ખાણું લેતા. એ વખતે, કે અમે કપડાં બદલવાના ઓરડામાં એકલા હોઈએ ત્યારે, મહેલના ખાસદારો, ત્યાંના દુરાચારની રોજેરોજની વાતો અમારી પાસે આવીઆવીને કહેતા. અમને એ સાંભળવી ગમે કે નહિ, પણ એ લોકો તો, ખુદ શહેનશાહને પણ કઈ ઉમરાવજાદી સાથે કેવો સંબંધ છે તેની વિગતો રસથી વર્ણવતા જ હોય. જુદાજુદા મહેલમાં ક્યારે કેવો રંગ છે એ જાણવું એ જાણે કે તેમની ફરજનો જ એક ભાગ હતો. એ પ્રકારના બનાવો મહેલમાં અમારી પછીના દસકામાં બનેલા, એટલા બધા અમારા વખતમાં નહોતા; પણ એટલું તો ખરું જ કે, જે અમીર કે ઉમરાવજાદીની સન્મુખ ગઈ કાલે ખાસદાર જી–હા જી–હા કરતો લટુડાં કરતો હોય, તેના જ ચારિત્ર વિશેની ખરાબ વાતો બીજે દહાડે એ અમારી પાસે કરવા લાગે–આ રિથતિ, આ દશ્ય, ખરેખર ઘૃણાજનક હતું.

મહેલમાં, અને ખાસ કરીને તો શહેનશાહની ફરતી, જાસૂસીની જે પદ્ધતિ ગોઠવવામાં આવી હોય છે, એ ત્યાંની આંટીઘુંટીઓથી અજાણ્યા માણસના તો માન્યામાં પણ ન આવે એવી સંપૂર્ણ અને બારીકીભરી હોય છે. એક વાર જ્યારે મહેલના પોલિસખાતાના એક અમલદારે, તેના અને મારા મિત્રને ઘેર અમે બેઠા હતા ત્યાં શહેનશાહે પોતાના ખાનગી આવાસમાં એક ગ્રાન્ડ ડ્યૂકને તેનાં વધુપડતાં ઉઘાડાં પ્રેમસાહસો માટે આપેલો ઠપકો અમારી આગળ અક્ષરેઅક્ષર બોલી બતાવ્યો, ત્યારે અમે એમને આશ્ચર્યથી પૂછ્યું કે તમે આ કેવી રીતે જાણ્યું? જવાબમાં તેણે કહ્યું:

"નામદાર શહેનશાહના શબ્દો અને અભિપ્રાયો અમારી ખાનગી જાણ બહાર ન રહેવા જોઈએ. આમ અમે બધે પૂરેપૂરી તકેદારી ન રાખીએ તો તો, રાજ્યના પોલિસખાતા જેવી નાજુક સંસ્થાનું કામકાજ થાય જ શી રીતે? આખા યે સેંટ પીટર્સબર્ગમાં જો કોઈ પણ માણસ એવો હોય કે જેની પર અમે વધુમાં વધુ ચોકસી રાખીએ છીએ, તો તે શહેનશાહ જ છે તેની તમારે ખાતરી રાખવી."

આ શબ્દોમાં ડફાંસ નહોતી. અને શહેનશાહ પર આ તેમ જ બીજી રીતે નજર રખાવવામાં તેના મોટા અધિકારીઓનો સ્વાર્થ પણ હતો. દરેક પ્રધાન કે પ્રાંતસૂબો તેની હજૂરમાં પોતાના કામકાજનાં કાગળિયાં લઈને પ્રવેશે, ત્યાર પહેલાં, ઝારની પાસે રહેનાર ખાસ અંગત હજુરિયાને વિગતવાર પૂછી લેતો કે નામદારનો મિજાજ આજે કેવોક છે? આ વાતનો ખુલાસો મળી ગયે, ને અંદર ગયા પછી પોતે કેમ વર્તવું—નવાં કે અસાધારણ કામો રજૂ કરવાં કે ન કરવાં, વગેરે–તેની ગોઠવણી મનમાં કરીને જ જતો. મિજાજની સાચી અને વિગતવાર માહિતી મળે એટલા સારુ, પ્રસંગાનુસાર, નાની કે મોટી ભેટસોગાદોથી હજુરિયાને ખુશ રાખવો પડતો. હજુરિયા પાસેથી શહેનશાહના મિજાજનો ખરો વર્તારો કઢાવવાની પોતામાં આવડત હોવી એ તો ઊંચા હોદ્દા પર લાંબા વખત સુધી ટકી શકવા માટેની આવશ્યક કલાઓમાંની એક ગણાતી. કેટલાકે એ કલા સંપૂર્ણતાએ સાધી હતી; અને કાઉન્ટ ઇગ્નેટીએફ જેવા કોઈક તો હજુરિયાની મદદ વિના પણ વર્તારો બરાબર કાઢી શકે એવા સમર્થ જ્યોતિષી હતા.

## ૨

કુમારરાજ તરીકેની મારી નોકરીની શરૂઆતના સમયમાં મને ગુલામોના મુક્તિદાતા અલેક્ઝાંડર ધ સેકંડ માટે ઘણો પૂજ્ય-

ભાવ હતો. કિશોરને તેની કલ્પનાશક્તિ ઘણી યે વાર ચાલતી ઘડીની વાસ્તવિકતાથી દૂર–સુદૂર વહી જાય છે અને તેથી તે સમયની મારી મનોદશા તો એવી હતી કે, મારી હાજરીમાં જો કોઈએ ઝારની ઉપર ઘા કર્યો હોત ,તો તેને ઉગારી લેવા મેં મારું શરીર આડું ધર્યું હોત. ૧૮૬૨ના જાન્યુઆરીમાં એક દહાડો મારી એ પૂજકવૃત્તિને ઉત્તેજનારો પ્રસંગ પણ બન્યો હતો. તે દહાડે ધુમ્મસ બેહદ પડતું હોવાથી, શહેનશાહ લશ્કરની તપાસણી ખુલ્લા ચોગાનમાં નહિ પણ મહેલના મહાવિશાળ ખંડોમાં કરવાના હતા. એ માટે તેઓ સૈન્યાધિપતિ તરીકે દાખલ થયા તે જ ક્ષણે ખરી રીતે તો મારી કુમારરાજ તરીકેની ફરજ પૂરી થતી હતી. પણ તેમની આસપાસ અંગરક્ષકો કે બીજું કોઈ જ નહોતું એટલે એમને એકલા છોડતાં મારો જીવ ન ચાલ્યો. તે દહાડે શહેનશાહ બહુ ઉતાવળમાં હતા કે ગમે તેમ, પણ મને તો તેમની ચાલ, મુખભાવ ને એકંદર વર્તન એવાં લાગેલાં કે કોઈ ભયથી દૂર ને દૂર તેઓ ઝડપભેર જાણે નાસી જતા હોય. આ કારણે હું પણ, તેઓ જેમજેમ ખંડ પછી ખંડ મોટાં ઉતાવળાં ડગલાં ભરતા વટાવતા ગયા તેમતેમ તેમને અનુસર્યો. જ્યારે તેઓ છેક છેલ્લી ટુકડી પસાર કરી ગયા, ત્યારે જ તેમણે ગતિ ધીમી કરી અને ત્યાર પછીના ખાલી ખંડમાં પ્રવેશતાં, પાછું વળીને જોયું. એ ઘેલછાભરી કૂચના આવેશને લીધે ચમકતી મારી આંખો એમની આંખો સાથે એક થઈ. મારી પાછળ પગલાં સંભળાયાં: નાનો અંગરક્ષક અમારી દિશામાં પૂરપાટ દોડચો આવતો હતો. હું તો શહેનશાહ તરફથી મળનાર સખ્ત ઠપકા માટે તૈયાર જ હતો. તેને બદલે તેઓ, કદાચ પોતાના જ મનના છાના વિચારોને કહી નાખતા, બોલ્યા: "તું અહીં? કેવો બહાદૂર છોકરો!" આ ઉદ્‌ગારો પછી તેઓ ધીમેધીમે ચાલ્યા ગયા ત્યારે, હમણાંહમણાં વારંવાર મારા ધ્યાનમાં આવેલી એવી એક

સમસ્યારૂપ, હૈયાસૂની દૃષ્ટિ તેમને આકાશ ભણી માંડતા મેં જોયા.

આવી મારી મનોદશા એ આરંભસમયમાં હતી. પરંતુ કેટલાક નાના બનાવોએ, તેમ જ શાહી નીતિ હવે જે પ્રત્યાઘાતી વલણ અખત્યાર કરતી જતી હતી તેણે, મારા મનમાં શંકાઓ ઊપજાવવા માંડી. આને લગતો એક પ્રસંગ પણ જાન્યુઆરીમાં બનેલો તે મારી સ્મૃતિ પર અંકાઈ રહ્યો છે. એ માસની છઠ્ઠી તારીખે અર્ધી ખ્રિસ્તી અને અર્ધી બુતપરસ્ત[1] ક્રિયા એ કરવામાં આવે છે કે નીવા નદીનાં જળમાં ક્રૂસ ઝારને હાથે બોળીને એ જળનું પવિત્રીકરણ કરાય છે. આ સમયની પ્રાર્થનાવેળા સર્વત્ર જે ગાંભીર્ય છવાયું હતું તેનો ભંગ બીજા ગ્રાંડ ડ્યૂકો વગેરેની સાથે ઝારે પણ, એકાદ સિપાહસાલારના માથા પરની ઠંડીથી રક્ષાવા પહેરાયલી વાળટોપી[2] તેને માથે ખસીને આડી થઈ ગએલ, એ દૃશ્યથી ખડખડાટ હસીને કર્યો હતો. એ તો થયું. ત્યાર પછી નદીતટ પરના જ મહેલે જ્યારે સરઘસ પાછું ફરતું હતું ત્યારે, હથિયારબંધ સિપાહીઓની બેવડી વાડને ભેદીને જ્યારે એક ખેડૂત ઝારને હાથોહાથ અરજી આપવા "બાપુ, બાપુ, બચાવો અમને" પોકારતો ધસી આવ્યો, ત્યારે ઝારે તેના પર મીટ સરખી ન માંડી. તેની લગોલગ હું ચાલતો હતો. મેં જોયું કે ભયની એક ધ્રુજારી તેના શરીરમાંથી ખેડૂતના અણધાર્યા ધસારાને લીધે પસાર થઈ ગઈ ખરી, પણ તે સિવાય તો, જાણે કંઈ બન્યું જ ન હોય તેમ એ આગળ ચાલ્યા. એ તો ચાલ્યા, પણ મારાથી કેમ રહેવાય? અહીં રાજધાની લગી આવી પહોંચતાં ને આખરે પેલી સિપાહીવાડ ભેદતાં ખેડૂતને શાં શાં વીતક વીત્યાં હશે તેનો ખ્યાલ કરીને, અરજી લેવી એ મારું કામ નહોતું ને લીધા બદલ

૧. 'પેગન'—મૂર્તિપૂજક જેવી. ૨. 'વિગ'

મારે 'શાલ-પામરી' ઓઢવી પડવાની છે એવી બરાબર જાણ છતાં, મેં અરજી લીધી. મારું આ વર્તન તેને માત્ર એક ક્ષણિક દિલાસારૂપ જ નીવડવાનું છે એ હું જાણતો હતો; કેમકે, ઝારને અરજી આપવાનો પ્રયાસ કરનાર દરેક ખેડૂતની માફક આ પણ કોણ જાણે કેટલા ય વખત સુધી કેદમાં જ જવાનો હતો.

૩

ગુલામોને મુક્તિ મળી તે દહાડે અલેકઝાંડર ધ સેકંડ સેંટ પીટર્સબર્ગમાં પૂજાતો હતો. પણ, એટલો વખત ચડેલા ઉત્સાહના જુવાળને બાદ કરીએ તો, શહેરની પ્રજાના કોઈ પણ વર્ગનો એ પ્રીતિપાત્ર નહોતો. તેનામાં તેના પિતાની જુલમગાર વૃત્તિ ઘણી હતી અને તે તેની અન્યથા મીઠી રીતભાતમાંથી અવારનવાર ડોકિયું કરી જતી. તે જરાજરામાં ગુસ્સે થઈ જતો, અને પોતાના દરબારીઓ ભણી ઘણીય વાર તિરસ્કારથી વર્તતો. શું તેની રાજ્ય-નીતિની બાબતોમાં કે શું અંગત સંબંધોમાં, પણ જેને ખરી રીતે આપણે વિશ્વાસપાત્ર કહી શકીએ તેવો એ નહોતો. ૧૮૬૨ની શરૂઆતથી તો તેણે એવું વલણ બતાવવા માંડ્યું, કે જાણે પોતાના પિતાના રાજ્યકાળમાં હતા તે ઘોરમાં ઘોર સીતમોને ફરીથી પોતે ચાલુ કરવાનો હોય. એ તો જાણીતું હતું કે તે હજી પણ રાજ્યના ન્યાય અને લશ્કરનાં ખાતાંમાં સુધારા કરવા તથા સ્થાનિક સ્વરાજ્ય તથા કોઇક જાતના રાજ્યતંત્રનું બંધારણ પણ પ્રજાને બક્ષવા ઇચ્છતો હતો. પણ એ ઇચ્છા છતાં, રાષ્ટ્રની નવી જાગૃતિને અંગે ક્યાંય સહેજસાજ અશાંતિ કે ગરબડ થાય, તો એ પોતાની સામે અંગત ગુનો હોય એમ માની લેતો અને એ હીલચાલને દાબી દેવા માટે કરડાકીથી હુકમો વછોડતો તેમ જ તેનો અમલ કરાવતો. તેની આ વધતી જતી કરડાકી અને આપખુદીને સાબીત કરતા બનાવો ઉપરાઉપર બનવા લાગ્યા: ૧૮૬૧ના

ઑક્ટોબરમા સેંટ પીટર્સબર્ગ, મૉસ્કો અને કઝાનના વિદ્યાપીઠોમાં તોફાનો થએલા, તેને તેણે બેહદ સખ્તીથી દાબી દીધાં હતાં તેમાનુ પહેલુ વિદ્યાપીઠ તો બધ જ કરાવી દીધુ હતુ, અને અધ્યાપકોએ પોતાની તરફથી ઉઘાડેલા શિક્ષણ વર્ગો પણ ચાલવા દીધા ન-હોતા ગુલામી નાબૂદ થયા પછી તુરત, આમવર્ગમા ઝડપમય અક્ષરજ્ઞાન ફેલાવવા માટે પ્રજાસેવકોએ રવિવારની પ્રજાકીય શાળાઓ ખોલેલી તે ઝારે બધ કરાવી, પોલડની પ્રજાકીય જાગૃતિને તેણે કોસેક સિપાહીઓનો ક્રૂરતાથી ઉપયોગ કરીને દાબી દીધી અને ૧૮૬૧ની આખરે તો વૉર્સોના રસ્તાઓમાં જ કેટલા ય માણસોને ગોળીથી વિંધી નાખવામા આવ્યા હતા. ૧૮૭૦–૮૧ ના ગાળામા જે નિષ્ઠુર સીતમગાર અલેકઝાડરે પોત પ્રકાશેલ, તેના જ આગમએ ધાણરૂપે આ ૧૮૬૧–૬૨નો અલેકઝાડર હતો.

૪

આખા ય રાજકુટુબમા જો કોઈ પણ સૌથી માયાળુ અને ખોટા શિષ્ટાચારથી પર માનવી હોય તો તે શહેનશાહબાનુ મેરી અલેકઝાડ્રોવ્ના હતા ગુલામોને મુક્તિ આપવામા તેમનો હાથ સૌથી વધુ હતો, જો કે એ વખતે આ વાતની જાહેરમાં કોઈને ખબર નહિ, તેથી જશ બીજા ખાટી ગયા હતા વળી, તેણે ખરેખરા આમવર્ગી ધોરણ પર અને ઊચા પ્રકારની વ્યવસ્થા સહિત, એક મહિલાવિદ્યાલય પણ ખોલ્યુ હતુ. પોતે સુશિક્ષિત હોવાથી, પોતાના બાળકોને પણ સારામા સારી કેળવણી આપવાની કાળજી તેઓ રાખતા, એટલુ જ નહિ, પણ એવી કેળવણી આપનાર રાજ્યના વિરોધી સાથે સબધ ધરાવનાર કે પ્રજાકીય આગેવાન–હર્ઝનના મિત્ર કેવેલિન જેવો–હોય તોપણ મહારાણી તેની શિક્ષક તરીકેની યોગ્યતાની ઉપેક્ષા ન કરતા. ઉપરાત શિક્ષક

તરીકેના એવા ગુણોવાળો અને એ કર્તવ્યને અંગે તેમના સંબંધમાં આવેલો મહાન શિક્ષણશાસ્ત્રી પોતાના જમાનાના બધા ય પ્રભાવશાળી પુરુષોની જેમ દેશનિકાલ થતો બચી ગયો, એ પણ શહેનશાહબાનુના જ પ્રયાસોને પરિણામે.

એમનો મોટો પુત્ર નિકોલસ ૧૮૬૫માં ગુજરી જવાથી, બીજો પુત્ર અલેકઝાંડર-પાછળથી, અલેકઝાંડર ધ થર્ડ–યુવરાજ થયો હતો. તે દેખાવે જ ઘમંડી, સ્વભાવે હઠીલો અને ભણતરે ઠોઠ હતો. મિજાજ ખોઈ દેવામાં તે એટલો તો તત્પર અને શૂરો હતો કે એક વફાદાર, સ્વમાનશીલ સ્વીડિશ, અમલદાર તેણે કરેલા બેહદ અપમાનથી પિસ્તોલ ખાઈને મરી ગયો હતો. યુવરાજની આવી બેવકૂફી ભુલાવવા, તેના પિતાએ તેને અમલદારના કફનની પાછળ ડાઘુ તરીકે ચાલવાની ફરજ પાડેલી. પરંતુ આ ભયંકર પદાર્થપાઠની પણ તેના પર કશી અસર ન થઈ. રોમાનોફ રાજવંશનો એ નબીરો (૧૮૭૦ પછી એ થોડોઘણો સુધર્યો કહેવાય છે) લાંબા વખત સુધી એ વંશમાં ઊતરી આવેલ દર્પ અને આવેશનો ભોગ બનેલો જ રહ્યો.



# વિભાગ ત્રીજો: સાઇબિરિયા

## ૧

## આગે બદલેલું ભવિષ્ય

૧

ચમૂશાળામાં અમારો અભ્યાસ પૂરો થયા પછી અમને લશ્કરમાં જુદા જુદા હોદ્દા પર નીમવાના–કુમારચમૂમાંથી રીજમીટમાં ઊંચી પાયરીએ અમને ચડાવવાના–હતા. એ ચડાવો થવા પહેલાં થોડે અઠવાડિયે, ૧૮૬૨ના મે માસની અધવચ, અમારા કૅપ્ટને મને કહ્યું કે તમારે દરેકે જે જે રીજમીટમાં જોડાવું હોય, તેનાં નામોવાળી યાદી મને આપો. મહેલના સંરક્ષકોથી માંડીને દેશના લશ્કરમાંના ત્રીજા લેફ્ટેનન્ટ સુધીની કોઈ પણ કક્ષાની રીજમીટમાં અમે જોડાઈ શકીએ તેમ હતું. એમાંથી નિરનિરાળી કક્ષા બીજા બધાએ પસંદ કરી અને પૂછવા લાગ્યા "અને ક્રોપોટકિન, તું કઈ ટુકડીમાં જોડાવાનો? તોપખાનાની કે કૉસેકોની?" આ સવાલો મને અસહ્ય લાગ્યા એટલે એકાંતમાં મારા આખરી નિર્ણયનો વિચાર કરવા, હું મારા ખંડમાં ગયો. ત્યાં કલાકો સુધી જુદાજુદા

વિચારો મારા મગજમાં ઘોળાયા કર્યા. મને સૌથી વધુ મન હતું, એ તો વિદ્યાપીઠમાં દાખલ થઇ, મારો અભ્યાસ વધારી, જીવનભર અભ્યાસી જ રહેવાનુ. આ માર્ગ લઉં તો મારા પિતાની ખફગીનો ભોગ થાઉં. તેઓ નાણાંનું સાધન પૂરું ન પાડે અને શીખવા સાથે શીખવનાર તરીકે મારી અંગત આવક, મારે મેળવવી પડે તેમ હતું. આ બધા માટે હું તૈયાર હતો, પણ શરૂઆતની હાડમારીઓમાંથી પસાર થતી વેળા જે થોડાઘણા પૈસા પણ પાસે હોવા જોઈએ, તેની જોગવાઈ કોઈ જ રીતે થાય તેમ નહોતી; તેથી મારે એ વિચાર પડતો મૂકવો પડચો. બીજો વિચાર મને આવતો તે તોપખાનાની ટુકડી માટેની તાલીમ લેવાની પાઠશાળામાં જોડાવાનો. તેના લાભો એ હતા કે બે વર્ષ લગી લશ્કરી નોકરીનાં વૈતરાંમાંથી હું છૂટી શકું અને યુદ્ધશાસ્ત્રની જોડેજોડે ગણિત અને પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કરી શકું. પણ એ પાઠશાળાઓમાં પ્રત્યાઘાતી અફસરો અને વિપ્લવવાદી વિદ્યાર્થીઓ વચ્ચે તેવામાં નાનામોટા ઝઘડા થયા કરેલા, તેથી ત્યાં પણ મને અભ્યાસની નિવૃત્તિ મળવાની નહિ એ સ્પષ્ટ હતું.

એ બંને વિચારોની વિરુદ્ધ નિર્ણય કર્યા પછી મારું મન સાઇબિરિયા ભણી વધારે ને વધારે ખેંચાવા લાગ્યું. રશિયાએ આમુરના નદનો પ્રદેશ તાજેતરમાં જ ખાલસા કર્યો હતો. પૂર્વ-દેશોની એ મિસિસિપ્પિ વિશે મેં ઘણું વાંચ્યું હતું. જે મહાન પર્વતોને વિંધતી એ માર્ગ કાપે છે, તેમાં મળતી યુઝરીને તીરે જે ઉપોષ્ણ કટિબંધની વનસ્પતિઓ ખીલે છે, હમ્બોલ્ટ અને રિટર જેવા પ્રવાસી ગ્રંથકારોએ તેના પ્રદેશો અને જીવનનાં જે હૃદયંગમ વર્ણનો કર્યા છે—આ સર્વનાં મને દિવાસ્વપ્નો આવતાં-ઉપરાંત, (હું વિચારતો) દેશમાં જે મહાન સુધારા થયા અને થવાના છે, તેને માટે ઘણાં ક્ષેત્ર હજી સાઇબિરિયામાં હોવાથી ત્યાં નવા સાહસિક કાર્યકરો માટે ઘણો અવકાશ છે અને મને

મારી રુચિને અનુકૂળ કામ ત્યાં ઘણું મળવાનું. સાઇબિરિયાની તરફેણમાં નિર્ણય કર્યા પહેલાં મને જરા વસવસો રહેલો કે ત્યાં જઈશ તેથી મારે મારા ભાઈ અલેકઝાંડરથી ઘણા દૂર થવું પડશે તેનું કેમ? પણ વધુ વિચાર કરતાં મને તુરત સૂઝ્યું કે, મોસ્કો વિદ્યાપીઠમાં તોફાનો થયાં ત્યારથી એ તેને છોડવું પડેલ હોવાથી અમે બંને એક કે બીજી રીતે સાઇબિરિયામાં એકઠા થવાના જ (ને પાછળથી બન્યું પણ તેમ જ). એટલે, મેં તો આમુર-પ્રદેશમાંની કોસેક રીજમીટમાં જ જોડાવાનું નક્કી કર્યું. ત્યાં પાયદળ અને હયદળ, બંને જાતની ટુકડીઓ હતી. મારા જેવા ઊગતા જુવાનને તો ઘોડેસ્વારીનો જ શોખ વધુ હોય ને? એટલે મેં ઠરાવ્યું: "આમુર-પ્રદેશના હયદળમાં જ જોડાઉં."

મારો નિશ્ચય જ્યારે મારા સાથીઓ અને અફસરોએ જાણ્યો ત્યારે તેઓ ઘણા વિસ્મય પામ્યા અને હું મશ્કરી કરું છું એમ જ માન્યું; પણ આ મશ્કરી કે ઠેકડી નથી એવી ખાતરી થતાં, થોડો વખત તો આખી શાળામાં ખળભળાટ ફેલાઈ રહ્યો. એક જણે તો અફસરોની માર્ગોપદેશિકા આણીને મને તેમાંથી મારી ભવિષ્યની ટુકડીના, તેના મનથી ભયંકર એવા ગણવેષનું[1] વર્ણન-"કાળો કોટ, વગરગૂંથણીનો સાવ સાદો લાલ કોલર, કૂતરાની રૂવાંટીની ટોપી, ભૂખરું પાટલૂન"-વાંચી સંભળાવી મને ચેતવવા માંડ્યો. આ બધું છતાં હું ડગ્યો નહિ. મારા ગુરુ પ્રો. ક્લેસોવ્સ્કી મારો નિર્ણય જાણીને ઘણા નિરાશ થયા. તેમણે તો એવી આશા બાંધેલી કે હું વિદ્યાપીઠ જ પસંદ કરીશ. એ આશાથી તો એમણે મને કેટલીય કાળજીથી ગ્રીકલેટિન ભણાવ્યું હતું. પણ મેં તેમને વિદ્યાપીઠમાં જવામાં જે આર્થિક મુશ્કેલીઓ નડે તે જાણીજોઈને

૧ યુનિફોર્મ

ન કહી. કહી હોત તો એમણે જરૂરજ, પોતાનો હાથ પહોંચે તેમ નહોતો છતાં, મને એ બાબતમાં જાતે મદદ કરી હોત–જે મારે નહોતું થવા દેવું.

હું સાઇબિરિયા જવા ધારું છું, એમ જ્યારે બાપુએ જાણ્યું ત્યારે તેમણે પણ અમારા ઉપરીઓ પર તાર કરીને, મને ત્યાં જવાની મનાઇ કરી. ઉપરીમાંના એકે બોલાવીને મારી ઉલટ-તપાસ લેવા માંડી, ત્યાં પણ મેં આમુરતટનાં અનન્ય આકર્ષણો જ વર્ણવ્યાં ને તે કારણે જ મારો ત્યાં જવાનો આગ્રહ છે એમ જણાવ્યું. જો મેં તેને મારા મનની વાત–વિદ્યાપીઠવાળી–કહી હોત, તો ખચિત રાજકુટુંબના કોઇક નબીરાના આશ્રય નીચેની એકાદ શિષ્યવૃત્તિ મને પધરાવી દઇને, એ બધાઓએ મને વિદ્યા-પીઠનો લાભ આપ્યો જ હોત–કે જે પણ મારે નહોતું જ થવા દેવું.

એ રોજેરોજ વધુ ગૂંચવાતું કોકડું કઇ રીતે ઉકેલાયું હોત એ કહેવું અશક્ય છે, પણ તેવામાં એક ઘણો મહત્ત્વનો બનાવ બન્યો: સેંટ પીટર્સબર્ગમાં એક જબરદસ્ત આગ લાગી. તેણે મારી મૂંઝવણ અણધારી રીતે દૂર કરી.

## ૨

ટ્રિનિટીના ધાર્મિક તહેવાર પછીને સોમવારે–એટલે કે 'હોલી ઘોસ્ટ'ના પર્વને દિને, મેની ૨૬મી તારીખે–અમારી પડોશના એપ્રેક્સિન ડ્વોર નામે બજારમાં એક ભયંકર આગ લાગી હતી. આ બજાર એટલે આશરે અર્ધા માઇલના ચોરસ ચોગાનમાં છૂટી છવાઈ લાકડાની કામચલાઉ માંડવા જેવી–નાનીનાની દુકાનો. તેમાં જૂનું રાચરચીલું, તળાઈઓ, પાગરણ, જૂનાં કપડાં, જૂની ચોપડીઓ: આવોઆવો જલદી સળગી ઊઠે તેવો સામાન વેચાતો હતો. જે તેનાં છાપરાં પર ને ગલીઓમાં પણ પડ્યો રહેતો. બજારની

પાછળ અને આગળ, અનુક્રમે, સ્વદેશખાતાની સરકારી કચેરી અને સરકારી બેંક આવેલી હતી; (એ ઓફિસોમાં ગુલામોની મુક્તિને લગતા ઘણા જરૂરી દસ્તાવેજો, બીજાં તેનાં દફતરોની સાથે, રખાયા હતા; ) અને ત્રીજી બાજૂ, પથ્થરની બાંધેલી દુકાનો આવેલી હતી. આ દુકાનો વડે એક સાંકડી ગલીની એક બાજૂ બનતી, જ્યારે બીજી બાજૂએ અમારી ચમૂશાળાનું મકાન આવેલું હતું. આ મકાનને ભોંયતળિયે પણ દુકાનો–ગાંધીઆટા અને તેલની–હતી, જ્યારે માળ પર અમારા અફસરોની રહેણાકના ખંડો હતા. પેલી તરફ, સ્વદેશખાતાની કચેરીની લગભગ સામે જ, એક નહેરને સામે કાંઠે, સાગનાં લાકડાંની મોટીમોટી લાતીઓ આવેલી હતી. બજારમાંની માંડવાઓની ભૂલભુલામણીમાં અને આ લાતીઓમાં એક સાથે જ, બપોરના ચાર વાગે આગ લાગી.

તે દહાડે જો પવનનું જોસ હોત, તો એ ભડકાઓમાં અર્ધું શહેર ભસ્મ થઇ ગયું હોત. તેમાં બેંક, કેટલીક સરકારી કચેરીઓ, ગૉસ્ટિનોય નામનું નેવ્સ્કી પ્રોસ્પેક્ટવાળા ચોગાનમાંનું નજીકનું એક બીજું મોટું બજાર, ચમૂશાળા અને રશિયાનું રાષ્ટ્રીય પુસ્તકાલય–આ બધું જ નાશ પામ્યું હોત.

હું એ સાંજે અમારા અફસરોમાંના એકને ત્યાં જમવાનો હતો. તેના ઘરની બારીમાંથી અમે અમારા પરોશમાંથી જ જેવાં ધુમાડાનાં વાદળ ઊઠતાં જોયાં, તેવા જ અમે એ જગ્યાએ ધસી ગયા. ત્યાંનો દેખાવ ભયાનક હતો. ફુંફાડા મારતા એક જબરા સર્પ સમો એ હુતાશન દશે દિશામાં પ્રસરતો હતો. વચ્ચેના સઘળા માંડવાઓને વિંટી લેતો એ એકાએક ઊંચા સ્તંભરૂપે અંતરીક્ષમાં ચડ્યો અને બીજી જ પળે, વધુ માંડવાઓને પોતાની પ્રલંબ જિહ્વાઓ વડે ચાટી લેવા લાગ્યો. ત્યાં ધુમાડા અને અગ્નિનો જાણે ઝંઝાવાત ઊપડ્યો હતો. અને જ્યારે પથારીપાથરણુવાળા

ઓમાંથી બળતાં પીંછાંના ગોટેગોટા વળીને આકાશ ભણી ઊડવા લાગ્યા, ત્યારે તો કોઇથી બજારમાં ઘડીભર ઊભા ય રહેવાય નહિ એવું થઇ ગયુ. આખી બજાર ખાલી કરી સૌએ બહાર નીકળી આવવુ પડ્યું.

તે દહાડે સત્તાવાળાઓની તો મતિ જ ગુમ થઇ ગઈ હતી. તે સમયે પીટર્સબર્ગમાં હજી વરાળથી ચાલતો બંબો હતો નહિ. એવો એક બંબો કોલ્પીનોના લોખંડના કારખાનામાં હતો. તે અહીં લાવવાનુ પણ સત્તાવાળાઓને શાનું સૂઝે? મજૂરોએ એ આણવાની સૂચના કરી ત્યારે થયું; એટલું જ નહિ, તેને શહેરના દૂરના ભાગમાંથી રેલરસ્તે અહીં લાવવાની અને રેલવે સ્ટેશનેથી ઘસડીને તેને આગવાળી જગ્યા ભેગું કરવાની ફરજ પણ મજૂરો તથા બીજા આમપ્રજાના વર્ગોએ જ માથે લઈ લીધી, ત્યારે તો માંડ કામ આગળ ચાલ્યું. બંબો આવ્યા પછી પણ તેની એક સૂંઢ તો, તેના પર કોઇ અજાણ્યા શખ્સે મોટો કાપ મૂકેલ તેથી, નકામી માલૂમ પડી; જે ત્રણ બાકી રહી, તે હવે સ્વદેશખાતાની કચેરી પર તાકવામાં આવી.

દોડાદોડ કરીકરીને તેમણે બન્યો તેટલો માલ બેંકના ભોંયતળિયાની પથ્થરી દુકાનોમાંથી બહાર કાઢયો અને શેરીની સામી બાજૂ તે ખડકયો તેમ જ આગને ત્યાં પહોંચતી તનતોડ મહેનતે અટકાવી. આ બધો વખત તેઓ અલબત્ત, રાજ્યના અમલદારોને સરસ્વતીઓ ભણ્યે જતા હતા, અને, બીજું કંઇ નહિ તો કચેરી અને બેંકને બચાવવા તો તેમણે હાથપગ હલાવવા જોઈએ, એમ ફરિયાદ કરતા હતા. આખરે મેં જ પોલિસ-ખાતાના વડા જનરલ એનેન્કોફને એક ગલીમાં સૂનમૂન જેવો તે આંટા મારતો હતો ત્યાં શોધી કાઢયો અને કેટલીક રકઝક પછી, તેની પાસેથી એક હુકમ મેળવ્યો જેનો ઉપયોગ કરીને અમે બંબાખાતાના એક કેપ્ટનને-કે જે પણ આખી દુનિયા તથા પોતાના ઉપરીઓને છૂટથી ભાંડતો હતો, તેને-બેંકના રક્ષણ માટે તેનાં માણસો રોકવાનું સમજાવી શક્યા.

સ્વદેશ-કચેરીના મકાનને તો આગ નહોતી લાગી, પણ તેના દસ્તાવેજો સળગી ઊઠયા હતા. એ મકાનમાંથી દસ્તાવેજોનાં બંડલ ને બંડલ બહાર લાવીને કારકુનો, કિશોરો અને કુમારો રસ્તા પરની ગાડીઓમાં તેનો ગંજ કરતા હતા. આ હેરફેર ચાલતી હતી ત્યારે કોઈ બંડલ એ સમયની બેકાળજીને લીધે લઈ જનારના હાથમાંથી સરકી પડતું અને તેમાંનાં ઓચરિયાં પવનને લીધે છૂટાં થઈને ચોગાનમાં ચારે પાસ વેરાતાં હતાં. ધુમાડાના ગોટાની પેલી બાજૂ, નહેરને સામે પાર, સાગતી લાતીઓ ભરભડકે બળતી અવારનવાર દેખાતી હતી.

જે સાંકડી ગલી એ પ્રેક્સિન બજારથી ચમૂશાળાને જુદી પાડતી હતી, તેની દશા ચિંતાજનક હતી. ગલીની દરેક બાજૂએ જે દુકાનો આવેલી હતી, તે ગંધક, તેલ, ટર્પેન્ટાઈન, આવાઆવા માલથી ભરેલી હતી. પેલી પાસ, પાછળ, બજારમાંની આગમાંથી

વારંવાર જે ધડાકા ફૂટતા હતા, તેમાંથી લંબાતી અગ્નિશિખાઓ આ પાસ છેક શાળાના છાપરાને ઝડપતી થઈ ગઈ હતી. થોડી વારમાં તો, છાપરા હેઠળના ટેકા માટે મુકાયલા નાના ચોખૂણા ખાંભા અને બારીઓ સળગીસળગીને તૂટવા લાગ્યાં. અમારામાંના કેટલાકે, એ ઓરડાઓ ખાલી કર્યા પછી, જેમતેમ કરી જે થોડું પાણી મળતુ હતું તે છાંટવા માંડ્યું. એ વખતે અત્યંત તપી ગએલા છાપરા પર ઊભાઊભા બે બંબાખાતાના માણસોને મેં હૃદયભેદક સ્વરે "પાણી ! પાણી" ની બૂમ નાખતા જોયા; એ મારાથી જોયું જતું નહોતું. એટલે નીચે ઊતરીને પડખેની એક શેરીમાથી મેં પોલિસના બંબાખાતાનાં પાણીનાં પીપવાળાં ગાડાંઓમાંથી એકને–તેનો હાંકનાર હાના કર્યા કરતો હતો છતાં પરાણે–અમારા વંડામાં ખેંચી આણીને તેની પાસે પંપમાં પાણી ભરાવ્યું. પણ મેં જ્યારે બીજી વાર એ પ્રમાણે આણવાનું કર્યું, ત્યારે તો તેણે ચોખ્ખી ઝાણ જેવી ના સંભળાવી દીધી: "ના રે ભાઈશાબ, વારેવારે એમ આવું તો તો મને લશ્કરની કોરટે જ ધસડે ને ?" આ પરથી, અને મારા સાથીઓની અપાર મૂંઝવણ જોઈને, તેમના અખંડ આગ્રહને પણ વશ થઈને, હું ફરી એક વાર જનરલ એનેન્કોફને શોધવા ચાલ્યો. બેંકના વંડામાં તેઓ છે એવી બાતમી મળતાં જ હું ત્યાં દોડ્યો. મેં બહાર ઊભેઊભે જોયું કે સેંટ પીટર્સબર્ગના ગવર્નર જનરલ પ્રિન્સ સુવોરોફ સાથે તેઓ વાત કરે છે. મેં દરવાજામાં જવાનું કર્યું, તો ત્યાં ઊભેલ બેંકના એક અમલદારે મને અટકાવ્યો. મેં પહેલાં તેની સામે જીદ કરી ને પછી તેને ધમકી દીધી, કે ચમૂશાળા બળી જશે તો જવાબદારી તારે માથે છે હોં, ત્યારે વળી તેણે માંડમાંડ મને દાખલ થવા દીધો. હું તો સીધો પ્રિન્સ સુવોરોફ પાસે જ ગયો અને મામલો કેટલો વિકટ બન્યો છે તે તેને કહી સંભળાવ્યું. સાંભળીને તેઓ એકદમ મારી સાથે અમારી ગલીમાં–જેની એક

બાજૂ તેલની દુકાનો ભડભડ સળગતી હતી અને બીજી બાજૂ શાળાના છાપરાનાં બારી, ખાંભા વગેરે બળીબળીને નીચે રસ્તામાં પડતાં હતાં, ત્યાં-આવ્યા. બધું જોઈને તુરત તેમણે મક્કમ પગલાં લેવા માંડ્યાં.

"આમ જો" તેમણે મને ફરમાવ્યું "તમારા બાગમાં સિપાહીઓની એક પલટણ છે. તેમાંની એક ટુકડીને અહીં બોલાવી લાવ, ને પહેલાં તો આ બળતી ગલી જલદી સાફ કરાવી નાખ. હું જઈને હાલ ને હાલ અહીં બંબાની એક સૂંઢ મોકલું છું. તેના વડે પાણી છાંટયા કરજો. આ બધુંય હું તારા પંડના ભરોસા પર છોડું છું."

હું બાગમાં ગયો ને સિપાહીઓને ગવર્નર-જનરલને નામે હુકમ કર્યો કે ઊઠો, ઊભા થાઓ, આગ ઓલવવા ચાલો. પણ એ એમ શાના ઊઠે! તેઓ તો લહેરેલહેરે દુકાનોમાંથી ચોરેલો સૂકો મેવો ફોડીને ખાતા હતા. તેમનાં ગજવાંમાંથી પણ કોરીના પેક ડબા અને શંકુ આકારની સાકરની લકડીઓ ડોકિયાં કરતી હતી. મને એમણે ન ગાંઠયો એટલે મેં એમના એક અફસરને કહ્યું કે આ લોકોને સાનમાં આણો, નહિ તો નામદાર શહેનશાહના અંગત કુમારો અને કુમારરાજાઓની શાળા બળી જવાની છે. આ નગ્ન સત્યની વળી અસર થઈ. તેના કહેવાથી સિપાહીઓ મારી જોડે આવ્યા, ગલી તેમણે સાફ કરી, પેલી સૂંઢ પણ આવી પહોંચેલ તેની મદદથી પાણીનો મારો હવે અમે રીતસર ને જોસભેર શાળા પર ચાલુ કર્યો. છૂટકારો મળતો જોઈ મારા સાથીઓ મારા પર ઘણા ખુશ થયા. દર વીસવીસ મિનિટે અમે સૌ વિદ્યાર્થીઓ પાણી છાંટવાનું કામ, શેકી નાખતી ગરમીમાં ઊભતા અમારે હસ્તક લઈને, બંબાવાળાને પહોરો ખાવા દેતા હતા.

પરોઢના ત્રણ કે ચાર વાગે એમ લાગ્યું કે આગ આખરે કાબૂમાં આવે છે ખરી. તે ચમૂશાળા લગી ફેલાવાનું જોખમ તો હવે રહ્યું જ નહોતું. તેથી અમે હવે, એટલામાં જ હજી ખુલ્લી અને ચાલુ રહેલી એક નાની હોટલમાં ચાનાં ૭–૭ ગ્લાસ ચઢાવી લઈને, થાકે અધમૂઆ સરખા, શાળાની ઇસ્પિતાલમાંનાં બિછાનાં-ઓમાંથી જે જેના હાથમાં પહેલું આવ્યું, તેમાં પડ્યા.

સવારમાં હું વહેલો જાગ્યો ત્યારે આગવાળી જગા જોવા ગયો. ત્યાંથી પાછો ફરતો હતો ત્યાં ગ્રાન્ડ ડ્યૂક મિખાએલ ભેગા થઈ ગયા. તેઓને અનુસરવાની મારી ફરજ હતી, એટલે હું ગયો તેમની સાથેસાથે. અમે ઇસ્પિતાલમાં આવ્યા તો ત્યાં સૂતેલા કુમારોએ ઓશીકાં પરથી માથાં ઊંચક્યાં: તેમનાં મોં ધુમાડાથી કાળાં બની ગયાં હતાં; આંખો અને પોપચાં સૂજી આવ્યાં હતાં; કેટલાકના વાળ પણ ચોખ્ખા દાઝી ગએલા દેખાતા હતા. ઓળખવા ય મુશ્કેલ પડે એવી એ બધાની સૂરત થઈ ગઈ હતી. આમ છતાં, તેમનાં દિલમાં તો એવી સદભિમાનની લાગણી હતી કે અમે બડેખાંની જેમ હાથપગ જોડીને બેસી રહ્યા નહોતા; પણ આગ ઓલવવા ખરેખરો પ્રયત્ન કરીને સફળ થનારાઓમાંના કેટલાક હતા.

ગ્રાન્ડ ડ્યૂકની આ મુલાકાતે મારી મુશ્કેલીઓનો અંત આણી દીધો. તેમણે મને પૂછ્યું: "તને વળી આમુરના પ્રદેશમાં જવાની ધૂન શા પરથી લાગી? તારા કોઈ મિત્રો ત્યાં છે? ત્યાંનો સરસૂબો તને ઓળખે છે?" મારે સાઇબિરિયામાં નથી સગાંસાગવાં કે દોસ્તો કે કોઈ પણ ઓળખીતું; એ જ્યારે તેમણે જાણ્યું ત્યારે તેઓ બોલી ઊઠ્યા: "પણ ત્યારે તું ત્યાં જાય છે શું જોઈને? એ લોકો તને કોઈ એકલવાયા કોસેક ગામડામાં મોકલશે ત્યારે? ત્યાં તારા જેવાનું શું કામ હોય?...તું જવાનો જ હોય તો, ત્યાંના

સરસભા પર તારે માટે, લાવ હું એક ભલામણપત્ર લખી આપું."

એ ગ્રાંડ ડ્યૂક જેવા રાજ્યના અગ્રણીએ-મારી આગલા દિનની આગ વખતની જહેમતને પરિણામે જ, કદાચ-કરેલી આવી માગણી પછી, મારે સાઇબિરિયા જવા સામેનો પિતાજીનો વિરોધ ટળી જવાનો જ એવી મને આશા આવી. અને બન્યું પણ તેમ જ. મને સાઇબિરિયા જવાની પરવાનગી મળી.

૩.

એ જબરી આગ માત્ર અલેક્ઝાંડર ધ સેકંડની રાજ્યનીતિમાં નહિ; પણ એ જમાનાના સમસ્ત રશિયન રાજકારણમાં પણ એક સ્થિતિપલટો આણનાર ઘટના બની. એ તો દેખીતું જ હતું કે આગ અકસ્માતથી લાગી નહોતી. દિવસ તહેવારનો હોવાથી, થોડા ચોકીદારો સિવાય કોઈ બીજું બજારમાં હતું નહિ; ઉપરાંત, એપ્રેક્સિન બજારમાં અને લાતીઓમાં સાથેલાગી લાહ્ય ઊઠી એ હકીકત, તથા એ અરસામાં જ કેટલાંક પ્રાંતિક શહેરોમાં એવો જ આફતરૂપ બનાવ બન્યો હતો એ હકીકત-આ સઘળું પણ અર્થસૂચક છે. કોઈકે હાથે કરીને દીવાસળી ચાંપેલી એ ચોક્કસ, પણ કોઈકે એટલે કોણે? એ સવાલનો જવાબ આજની ઘડી સુધી આપી શકાયો નથી.

આ બાબતમાં રાજ્યપક્ષ અને લોકપક્ષ એમ બે પક્ષનું વલણ એકબીજાની સામે હતું. પહેલો પક્ષ રશિયાના દુશ્મન પોલિશ લોકો અને રશિયન ક્રાંતિવાદીઓની પર આરોપ મૂકતો, કે તેમણે સરકારને મૂંઝવવા, રાજકચેરીઓ અને રાજ્યની બેંક તારાજ થઈ જાય તેવી રીતે આ આગ ચેતાવેલી. એ સમયે પોલંડમાં રશિયન હાકેમો પર ઉપરાઉપરી ક્રાંતિકારોની પિસ્તોલોમાંથી ગોળીઓ છૂટેલી તેથી, અને ગુલામોની મુક્તિ સંબંધમાં

પ્રત્યાઘાતીઓની અસર હેઠળ રાજા દબાઈ જવાનો છે, ખેડૂતોને પ્રતિકૂળ આખરી કાયદા કરવાનો છે, એવો ચોપાસ પ્રસરેલો ભય– આ બધુ જોતા, કોઈક ક્રાંતિકારના મનમાં એ રીતે રાજ્યને હાનિ કરવાનો વિચાર આવ્યો હોય તો નવાઈ જેવુ નથી. પણ એ લોકો પર વહેમ લઈ જઈ શકાય, એટલુ જ; એ બનાવ પછી ક્રાંતિપક્ષના માણસોની પુષ્કળ ધરપકડો મોટા પાયા પર થએલી તેને પરિણામે, યા તો ત્યાર પછી તે સમયને લગતાં સંસ્મરણો, કાગળપત્રો વગેરેના ગ્રંથો છપાયા છે તેમાં, પેલા વહેમના ટેકામાં ટાંકી બતાવી શકાય તેવો કશો ય પુરાવો બહાર આવ્યો નથી.

બીજી બાજૂ, રાજ્યપક્ષના પ્રત્યાઘાતીઓએ આગ મૂકી હોય અને તે સમયનુ એકંદર વાતાવરણ જોતા તે માટેનો દોષ ક્રાંતિકારો પર ઢોળવો એવો તેમનો બેત હોય, એવા અનુમાનમાં કશુ અજુગતું નથી. અનુમાન માટે સૌથી સબળ આધાર તો એ છે કે, એવામાં જ, મેં ઉપર કહ્યું તેમ, પ્રાંતિક શહેરોમાં જે આગો લાગી હતી, તેમાંની જે વોલ્ગાને તટે આવેલા સેરાટોફમાં લાગેલી, ત્યાં તેની તપાસે ગએલા સેનેટર ઝ્દાનોફ તો પુરાવા ભેગા કરી એવા નિર્ણય પર આવેલો કે ત્યાંની આગ પ્રત્યાઘાતીઓનું જ પરાક્રમ છે. કમનસીબે, એ પાટનગર આવતો હતો ત્યાં રસ્તામાં જ મરણ પામ્યો અને તેણે તૈયાર કરેલ રિપોર્ટ સદાને માટે ગુમ થયો.

ગમે તેમ હોય, પણ આમનાં પરિણામ પ્રજાપક્ષ માટે ઘણાં માઠાં નીપજ્યાં, એમાં તો શંકા નહિ. તે દિવસ પછી ઝાર પ્રત્યાઘાતીઓથી વધુ ને વધુ દબાતો ગયો. એ પક્ષની ઇચ્છા તો એવી પણ ખરી કે ૧૮૬૩ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે ગુલામોનો જે આખરી છૂટકારો થવાનો છે તે ન થવા દેવો; અથવા થાય તો એવા હળવા રૂપમાં કે પોકળ નીવડે. વધુ ખરાબ તો એ હતું

કે સેંટ પીટર્સબર્ગના સમાજના જે ઉપલા થરો અત્યાર લગી પોતાને ઉદ્દારમતવાદી કહેવરાવતા હતા અને મધ્યકોટિના ક્રાંતિવાદી સ્તીર્નેવ્સ્કીના પત્ર 'કોન્ટેમ્પોરરી'માંનાં લખાણોને હોંશઉમંગથી વાંચતા તથા ટેકો આપતા હતા, તે બધા ય હવે ફરી બેઠા. આ નવા વલણને "આખા ય સેંટ પીટર્સબર્ગ"ના મત તરીકે ઓળખાવવામાં આવતું. એવા સંજોગોમાં, રાજ્યતંત્રમાં કે દેશમાં કોઈ પણ જાતના સુધારાની વાત સુદ્ધાં કરવી એ અઘટિત મનાવા લાગ્યું. જ્યાં જોઈએ ત્યાં જાણે પ્રત્યાઘાતીઓનું જ પરિબળ —એવું વાતાવરણ બની ગયું. 'કોન્ટેમ્પોરરી' અને એવાં જ બીજાં સામયિકો બંધ કરાવવામાં આવ્યાં. રવિવારી શાળાઓ કોઈ પણ રૂપમાં ચાલવા દેવામાં આવતી નહિ. ધરપકડો રોજ મોટી સંખ્યામાં થતી હતી. પાટનગરને જાણે ઘેરો ઘલાયો હોય એવી તેની હાલત થઈ પડી.

## ૪

આગ પછી પખવાડિયે એટલે કે તેરમી જૂને, જે દિનને અમે કિશોરો[૧] તથા કુમારો[૨] ઝંખતા હતા, તે આવી પહોંચ્યો. શહેનશાહે તે દિવસે અમારી યુદ્ધકળાની પરીક્ષા લીધી. યુદ્ધ અને છાવણીજીવનના જુદાજુદા પ્રયોગો અમારી પાસે કરાવ્યા અને અમને અફસરોને હોદ્દે ચડાવ્યા.

કવાયત પછી અલેકઝાંડર ધ સેકંડે જે ભાષણ અમારી સમક્ષ ઘોડેસ્વાર રહીને જ કર્યું, તેમાં તેને મેં નવા સ્વરૂપે જ જોયો. વળતે વર્ષે જે લોહીતરસ્યો જુલ્મગાર બન્યો, તે માણસ આ જ. તેણે પહેલાં તો અમને અભિનંદન આપ્યાં; પછી વફાદાર રહેવાની શીખ દીધી; અને છેવટ, ઊકળી જઈને ઘણા સીધા શબ્દોમાં

૧. 'કેડેટ્સ' ૨. 'પેજીસ'

અમને ધમકી દીધી કે જો તમારામાંથી કોઈ પણ કદી ખેંવડા નીવડ્યા છો તો, યાદ રાખજો, રાજ્યના કાયદા જે વધુમાં વધુ સખ્ત ચલાવી શકે તેનો અમલ તમારી પર તલભાર પણ દયા વિના હું કરવાનો છું.

આટલુ બોલતાં એ એટલો ઉશ્કેરાઇ ગયો કે તેનો સાદ જાણે તૂટવા લાગ્યો. ગુસ્સાથી તેનું મોં લાલચોળ થયું. એકદમ તે ઘોડાને જોરથી એડ મારતોકને, તેને દપટાવી ગયો. બીજે દહાડે સવારે, તેના હુકમથી, પોલંડના મોડલિન શહેરમાં ત્રણ અફસરોને ગોળીએ દેવામાં આવ્યા તથા એક સિપાહીને હજાર સિપાહીઓની હાર વચ્ચેથી તેને પસાર કરાવી, દરેક પાસે તેને નિર્ઘૃણપણે દંડા મરાવી, તેના પ્રાણ હરવામાં આવ્યા.

સેંટ પીટર્સબર્ગ છોડયા પહેલાં ઝારને મળવાનો એક વધુ પ્રસંગ મને મળ્યો હતો. અમે નવી પદવીએ ચડયા પછી, બધા જ પદવીધરોએ રાજમહેલમાં સલામીએ જવાનું હતું તે પ્રમાણે હું પણ ગયો હતો. મેળાપવખતે, મારો વારો આવ્યો ત્યારે તેમણે પૂછ્યું: " ત્યારે તું તો સાઈબિરિયા જવાનો જ, કેમ ? ભલી તારા બાપે હા પાડી ! " મેં એટલું જ કહ્યું કે " હા નામદાર, મેં ત્યાંનો નિશ્ચય કર્યો છે." પણ તેમણે બીજો સવાલ કર્યો: " તને બીક નથી લાગતી ત્યાં જતાં ? " મેં ઉત્સાહપૂર્વક જવાબ દીધો: " ના જી, મારે તો જઈને કામ કરવું છે. જે મોટામોટા સુધારા આપણા

જ મનમાં થયું: "હવે વળતાં પાણી છે; એ હવે પીછેહઠ સિવાય બીજું નહિ કરે."

સેંટ પીટર્સબર્ગ પર ભયનાં વાદળ ઝઝૂમતાં હતાં. શહેરમાં ને મહેલફરતું લશ્કર સારો ય દહાડો ફર્યા કરતું. કિલ્લો બંદીવાનોથી ભરાઈ ગયો. જ્યાં જોઈએ ત્યાં પ્રત્યાઘાતીઓ ફાવ્યાનાં ચિહ્ન હતાં. મેં વગરશોકે એ શહેર છોડ્યું. મારી મુસાફરી માટેનાં બધાં સરકારી કાગળિયાં તૈયાર થયાં કે તુરત હું ઝડપભેર મૉસ્કો ભણી–મારા ભાઈ અલેક્ઝાંડરને જોડાવા–ઊપડ્યો.

## ૨

## નવા જીવનની શરૂઆત

### ૧

**સાઈબિરિયામાં** મેં ગાળેલાં પાંચ વર્ષમાં મને જીવન અને માનવસ્વભાવ વિશે ઘણુંઘણું નવું શીખવાનું મળ્યું. એ સમય દરમિયાન મારે ભાતભાતના લોકો સાથે પ્રસંગ પડેલો: સૌથી સારા અને સૌથી નરસા; સમાજની ટોચે ઊભેલા તેમ જ તેને તળિયે વધીવધીને પથરાયે જનારાઓ; રખડુઓ અને હાથથી ગએલા મનાતા ગુનેગારો–આવાં અનેક તરેહનાં એ માણસો હતાં. ઉપરાંત, ખેડૂતોની જિંદગીના અનુભવ મેં લીધા તથા સત્તાવાળાઓ તેમનું ભલું કરવા ઇચ્છે તોપણ કેટલું થોડું કરી શકે તેમ હતા, એ પણ મેં જોયું. અને છેલ્લું એ કે, એ વર્ષોમાં મેં

જે બધી મળીને પચાસ હજાર માઈલની મુસાફરી–મોટે ભાગે ઘોડેસ્વાર તરીકે ને બાકી ગાડાં આગબોટ કે હોડીઓમાં–કરી, તેણે મારી તંદુરસ્તીને આશ્ચર્યકારક પ્રમાણમાં ફાયદો કર્યો. રૂઢિગ્રસ્ત સંસ્કૃતિના માયાવી ચક્રમાંથી આપણે એક વાર છૂટ્યા, એટલે આપણી ખરી જરૂરતો કેટલી થોડી છે, કેટલાં જૂજ સગવડસાધનોથી–આપણે બાદશાહી માણી શકીએ છીએ,–સાચી, સ્વાતંત્ર્યયુક્ત બાદશાહી–તે પણ મને બરાબર સમજાયું મારા સાઈબિરિયાના એ અનુભવપૂર્ણ જીવન વિશે એક આખું જુદું જ પુસ્તક થાય તેટલી વાતો મારે કહેવાની છે, પણ જીવનના પાછલા ભાગો વિશે મારે એટલું બધું કહેવાનું છે કે સાઈબિરિયા વિશે ઝડપથી ને ટૂંકામાં જ લખવું પડશે.

લોકો માને છે કે સાઇબિરિયા એટલે તો બરફથી છવાયેલો અને દેશનિકાલીઓથી જ વસેલો વેરાન પ્રદેશ. પણ ખરી રીતે તેમ નથી. તેના દક્ષિણ ભાગોમાં કુદરતની વિપુલ સમૃદ્ધિ ભરી પડી છે; દશ લાખ અસલ વતનીઓ સિવાય ત્યાં ચાળીસ લાખથીય વધુ રશિયનો વસે છે; અને પશ્ચિમ સાઇબિરિયાના દક્ષિણ પ્રદેશો તો મોસ્કોની ઉત્તરના જિલ્લાઓ જેટલા જ રશિયન લક્ષણો-વાળા–રશિયન પ્રજા અને જીવન અને સંસ્કૃતિમય–રહ્યા છે. ૧૮૬૧માં તો સાઇબિરિયાના ઊંચી પાયરીના વહીવટકર્તાઓ, તળ રશિયાના કોઈ પણ પ્રાંતના તેવા કારભારીઓ કરતાં, સંસ્કારે તેમજ એકંદરે, ઘણા વધારે લાયક માણસો હતા. એ અરસામાં ત્યાંનો સરસૂબો આમુરનો પ્રદેશ રશિયાને ખાલસા કરી આપનાર, કાઉંટ એન. એન. મુરાવિઓફ નામે સમર્થ પુરુષ હતો. આમ તો એ સરકારપક્ષનાં બધાં માણસોની જેમ, ઊંડે હૈયે, જુલમગાર જ હતો; પણ બીજી રીતે બુદ્ધિશાળી, ચંચળ, મળતાવડો અને લોક-હિત માટે લાગણી ધરાવનાર પણ હતો. તે પ્રગતિમાન વિચારો

ધરાવતો અને તે એટલે સુધી કે લોકશાસન પ્રમાણેનું પ્રજાસત્તાક રાજ્યતંત્ર પણ તેને પૂરેપૂરો સંતોષ કદાચ ન આપે. સાઇબિરિયાને ઈશ્વરે અમારે હાથે લૂંટાવા જ સરજ્યું છે એવું માનનાર સંખ્યાબંધ અમલદારોને આ સરસૂબાએ રૂખસદ આપી દીધી હતી અને તેવાઓને બદલે જુવાન પ્રામાણિક અને પોતાના જેવા જ શુભાશયી અમલદારો તેણે રાખ્યા હતા. એવા પ્રસંગો યે બનેલા કે તેના અભ્યાસખંડમાં આ તરુણ અમલદારો, દેશવટો ભોગવતા બાકુનિનની (જે ૧૮૬૧ની પાનખરમાં સાઇબિરિયાથી નાસી છૂટેલો, તેની) સાથે "યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સાઇબિરિયા" નામે સંયુક્ત રાજ્યતંત્ર–જે પેલી બાજૂ પેસિફિક–પારનાં યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની સાથે સમવાય-સંબંધે[૧] જોડાવાનું હતું તે, સરજવાની શક્યતાઓ ચર્ચતા હતા.

૨

જ્યારે પૂર્વ સાઇબિરિયાની રાજ્યધાની ઇર્કુટસ્કમાં હું પહોંચ્યો, ત્યારે મેં સેંટ પીટર્સબર્ગ છોડતી વેળા ત્યાં પ્રત્યાઘાતનું જે મોજું ઊઠતું જોએલું, તે હજી આ દૂરના દેશો લગી પહોંચ્યું નહોતું. મુરાવિયૉફની પછી તેની જગ્યાએ આવેલ જુવાન સરસૂબા કોર્સાકોફે ત્યાં મારો બહુ સારો સત્કાર કર્યો; તેણે મને કહ્યું: "તમારા જેવા ઉદાર મતના માણસ મારી પાસે આવ્યા જાણીને મને આનંદ થાય છે." ત્યાંના અમલદારમંડળનો અગ્રણી કૂકેલ નામે પાંત્રીસ વર્ષનો યુવક હતો. તેનો હું અંગરક્ષક નિમાયો. અમે મળ્યા ને તુરત તે મને પોતાના ઘરના એક, સર્વોત્તમ રશિયન સામયિક પત્રો તથા ક્રાંતિવાદી હર્ઝનના ગ્રંથોના લંડનમાં પ્રગટ થએલા ગ્રંથો સહિતના ઓરડામાં લઈ ગયો હતો.

૧. ફેડરેશન તરીકે

એ વખતે જનરલ ફ્રૂકેલ ટ્રાન્સબાઈકલિયા પ્રાંતના કામચલાઉ સૂબા હતા તેથી, મારા પહોચ્યા બાદ થોડે અઠવાડિયે અમે પૂર્વ તરફ મનોહર બાઈકલ સરોવર ઓળગીને પ્રાંતના નાનકડા મુખ્ય શહેર ચિટામા પહોચ્યા ત્યા પહોચતા વેત જ મારે તે વેળા જે મહાન રાજકીય સુધારા ચર્ચાતા હતા, તેને લગતાં કામોમા જોડાવાનુ અને પૂરી કાળજીથી કામ શરૂ કરવાનુ થયુ. શહેનશાહે પોતાનાં જુદાંજુદા જાહેરનામામા જે ઉદાર સિદ્ધાંતો માન્ય રાખ્યા હતા, તેને આધારે પ્રાંતોના વહીવટમા કરવાના મૂલગત સુધારાની—પોલિસ-વ્યવસ્થા, અદાલતો, કેદખાના, હદ્દપારીની પદ્ધતિ, સ્થાનિક સ્વરાજ્ય આ સર્વને લગતા સુધારાની –યોજનાઓ સેંટ પીટર્સબર્ગના જુદાજુદા વહીવટી ખાતાએ અહીંના સત્તાધારીઓ પાસે માગી હતી ને મારુ કામ તેને અંગે જ ચાલતું

યોજનાઓ તૈયાર કરવા માટે ફ્રૂકેલ, તેનો ચાલાક અને વ્યવહારકુશળ મદદનીશ કર્નલ પીડારોન્કો અને બીજા બે અમલદારો આખો દહાડો અને ઘણી વાર રાતે પણ કામમા રોકાયલા રહેતા મને કેદખાના કે હદ્દપારીને લગતી તથા સ્થાનિક સ્વરાજ્યવાળી સમિતિઓનો મંત્રી નીમ્યો હતો અને ઓગણીસની વયના ભરજુવાનના પૂર ઉત્સાહથી હુ તેમા મડ્યો રહેતો. અમે સૌએ સુધારાના વિષયોને લગતા બધા સાહિત્યનો શાસ્ત્રીય અભ્યાસ તો કર્યો જ, પણ અમારી આસપાસના સ્થળસ્થિતિની જુદી પરિસ્થિતિનુ પણ અવલોકન સારી રીતે કર્યું શહેરીઓના જ્ઞાન ને અનુભવનો લાભ અમારી સમિતિઓને મળતો. એમની જોડેની ચર્ચા પછી અમે અમલદારો પાછા કામે લાગતા ને આખરે બધી વિચારણાને સ્થૂળરૂપ આપનારી રૂપરેખા હું ઘડતો એ યોજના અમલમા મુકાઈ હોત તો સાઇબિરિયાનાં શહેરોની સ્થિતિ આજના કરતાં ઘણી જૂદી હોત, પણ હમણા જ

આપણે જોઈશું તેમ, અમારી એ મહિનાઓની મહેનત બરબાદ જ ગઈ હતી.

આ સિવાય ધર્માદાખાતાં માટે ફંડો ઊભાં કરવાનાં, ખેતીવાડીને લગતા પ્રદર્શન માટે પ્રાંતનો એક વૃત્તાંત આર્થિક દૃષ્ટિએ લખવાનો કે કોઇ જરૂરી બાબતની તપાસ ચલાવવી–આવાં કામો પણ બાજુમાં થયા કરતાં. આ બધો ય વખત, અમારા કામની ચાલુ જમાનાને તેમ જ ભવિષ્યને કેટલી મોટી જરૂર છે તે મારા મન પર ઠસાવતો ફૂકેલ મને પ્રોત્સાહનનાં વચનો વારંવાર કહેતો, અને હું તેનો પ્રેર્યો એવડી સ્ફુર્તિથી કામમાં મશગુલ બનતો.

મારી એ ઉત્સાહભરી જહેમતનાં કેવાં પરિણામ આવેલાં તેના એકબે દાખલા નોંધવા જેવા છે.

અમારા પ્રાંતમાં જિલ્લાના મુખી તરીકે એક માણસ હતો. આ પોલિસખાતાનો અમલદાર ગણાય, પણ તેને ઘણી વિશાળ અને અનિશ્ચિત સત્તા અપાયલી. મારા સમયમાં એ હોદ્દે જે માણસ હતો તે ખેડૂતો–ખેડૂત સ્ત્રીઓ–પર સુદ્ધાં ભારે જુલ્મ વરસાવતો અને પૈસા કઢાવતો. તેની વિરુદ્ધ આવેલી ફરિયાદોની તપાસ કરવા મારે જવાનું ઠર્યું એટલે હું તે પ્રમાણે ગયો. ગયો, પણ મને માહિતી કોણ આપે? ગામડાનાં માણસમાત્ર પેલાની ધાકે મને કશું કહે નહિ. મોઢેથી પણ કોઈ તેની વિરુદ્ધ કહેવા ઇચ્છતું નહોતું, તો પછી લેખી કેફિયત તો ક્યાંથી જ આપે? આખરે, પૂરું એક પખવાડિયું મેં એ આખી બાબત પાછળ ગાળ્યું ત્યારે મને અમલદાર વિરુદ્ધના સબળ પુરાવા મળ્યા અને તેને બરતરફ કરવામાં આવ્યો. પણ પીટર્સબર્ગમાં તેની અતિશય લાગવગ હોવાને પરિણામે, થોડા જ માસની અંદર અમને ખબર મળ્યા

કે એ તો ઠામસ્ચાટકામાં, અહીંના કરતાં પણ ઊંચે હોદ્દે નીમાયો હતો! ત્યાંના દેશીઓને નિરંકુશપણે લૂંટવાની સવડ તેને હોવાથી તે નિવૃત્ત થઈને માલદાર આસામી તરીકે રશિયામાં પાછો ફર્યો હતો અને પ્રત્યાઘાતી છાપાંમાં 'દેશાભિમાનયુક્ત' લેખો લખતો હતો.

મે ઉપર કહ્યું તેમ, સાઇબિરિયા લગી તો હજી પ્રત્યાઘાતનું મોજું પહોંચેલું નહિ. આ કારણે, હદપારની સજા ભોગવનારાઓ ત્યાં આવતા ત્યારે–કવિ મિખાયેલોફ જેવાના બાબમાં બન્યું હતું તેમ–તેમના માનમાં ખાણું પણ આપી શકાતાં અને અમલદારો તેમાં ભાગ સુદ્ધાં લેતા. એ કવિના કિસ્સા વિષે બીજું પણ થોડું જાણવાજોગ છે. તે ક્ષયરોગે પીડાતો મરવા પડેલ તેથી–ને અંતે એનું મરણ એમાં જ થયું–એક ખાણોવાળા ગામડામાં સરકારી ઇસ્પિતાલમાં જ તેને રાખ્યો હતો. કવિની તબિયત ત્યાં વધુ બગડતી ચાલી એટલે જનરલ કૂકેલના ભાઇએ ત્યાં એક સોનાની ખાણ રાજ્ય પાસેથી ભાડે રાખેલી, તેના ઘરમાં તેને રહેવાની રજા આપવામાં આવી. આ વાત કોઈ રીતે અમારા ઉપરીઓને કાને પહોંચી–જો કે સાઇબિરિયાભરમાં તો સૌ કોઈ અમે કવિને બક્ષેલી છૂટથી માહિતગાર હતા જ. ઉપરીઓ આખી ય બાબતની બારીક તપાસ કરવા માટે રાજ્ય–પોલિસના વડાને મોકલે છે એવી છૂપી બાતમી અમને ઈર્કુટસ્કથી મળી એટલે, પેલો તપાસનીસ ચિટા સુધી પણ આવી પહોંચે ત્યાર પહેલાં હું દોડ્યો ગામડે અને મિખાયેલોફને ચેતાવ્યો કે ભાઇ, વહેલો-વહેલો ઇસ્પિતાલને પંથે પળ. દરમિયાન, પોલિસના વડાને કૂકેલને ત્યાંના જુગારોની લત એવી લાગી ગએલી અને તેમાં તેને છકડાં પડેલાં તેથી અથડાતાકુટાતા ખાણો લગી આવવાનું તેને એટલું તો આળસ આવ્યું, કે તે, પોતાની આટલે સુધીની નફાકારક મુસાફરી-થી જ સંતુષ્ટ એવો. ચિટાથી જ પાછો સ્વસ્થાને પરવરી ગયો.

આવા બનાવો બનતા એ ખરું, પણ તુટનાર તોફાન તો પ્રતિદિન વધારે ને વધારે નજીક આવતું જતું હતું અને પોલંડમાં બળવો ફાટી નીકળ્યા પછી તુરત જ તેના વંટોળિયામાં સઘળું જ સાફ થઈ ગયું.

## ૩

## પોલંડનો બળવો

### ૧

**સને** ૧૮૬૩ના જાન્યુઆરીમાં પોલંડે રશિયન રાજ્યઅમલની સામે માથું ઊંચક્યું. બળવાખોરોની ટુકડીઓ ઊભી કરવામાં આવી અને પૂરા અઢાર માસ લગી ચાલી હતી તે લડાઇ શરૂ થઈ. લંડનવાસી ક્રાંતિવાદીઓએ તો પોલિશ ક્રાંતિકાર સમિતિઓને એવી આજીજીઓ કરી હતી કે હમણાં તમારી હિલચાલ મુલતવી રાખો. તેમને–લંડનના રશિયન ક્રાંતિવાદીઓને–સારી રીતે ખબર હતી કે આ લડત કચડી નંખાવાની છે કે જેને પરિણામે આખા રશિયાના સુધારણાયુગનો અંત આવવાનો. પણ જે બન્યું તેમાં કોઇનો ઉપાય નહોતો. ૧૮૬૧માં વૉર્સૉ ખાતે રાષ્ટ્રીય ચળવળને દાબી દેવા માટે જે દમનનીતિ અખત્યાર કરવામાં આવેલી તેનાથી તેમજ ત્યાર પછી જે ફાંસીઓ કેવળ આપખુદીથી દઈ દેવામાં આવેલી તેનાથી, પોલ પ્રજા ખૂબ જ ક્રોધે ભરાઈ હતી. પાસો ફેંકાઈ ચૂક્યો હતો.

રશિયામાં તે વખતે પોલિશ સ્વાતંત્ર્યભાવના જોડે સમભાવ ધરાવનાર માણસો જેટલાં હતાં, તેટલાં પહેલાં કોઈ કાળે નહોતાં.

આમાં ક્રાંતિવાદીઓ તો હતા જ, પણ મિતવાદીઓ પણ એમ માનતા કે પોલંડમાં તેનાં પોતીકાં રાષ્ટ્રીય લક્ષણો એટલા મોટા પ્રમાણમાં વિકસેલાં છે અને તેનાં મૂળ એટલાં ઊંડાં ગયાં છે કે રશિયા તે પ્રજાને દબાયલા દુશ્મન તરીકે નહિ પણ સમાન મિત્ર તરીકે રાખે તેમાં જ રશિયાનો પણ સાચો સ્વાર્થ છે. રશિયા તેને ગુલામીમાં રાખવા ચાહે તો પશુબળથી અને જુલ્મજોહાકીથી જ રાખી શકે—જેનો અર્થ એ કે, ખુદ રશિયામાંની દમનનીતિ પણ એ વાતાવરણમાં વધતી જ જાય, ઘટે નહિ.

જ્યારે ૧૮૬૩નો બળવો ફાટી નીકળ્યો, ત્યારે કેટલાક રશિયન અફસરોએ પોલોની સામે કૂચ કરવાની સાફ ના ભણી દીધી અને બીજા કેટલાકોએ ખુલ્લી રીતે તેમની સાથે મળી જઇને ફાંસીને માંચડે કે રણક્ષેત્રમાં મોતને નોતરવાનું વધારે પસંદ કર્યું. રશિયાભરમાં—અને સાઈબિરિયામાં તો ઉઘાડેછોગ—પોલોને મદદ કરવાનાં ફંડ ઊભાં થયાં. રશિયન વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ, પોતાના જેજે સાથીઓ બળવામાં જોડાવા જતા હતા, તેમને શસ્ત્રસજ્જ તથા બીજી રીતે તૈયાર કરવા માટે ફાળા ઉઘરાવ્યા હતા.

વાતાવરણ આ પ્રમાણે જલદ તો બની ગએલું હતું જ, તેમાં વળી દશમી જાન્યુઆરીની રાતે રશિયામાં સર્વત્ર એવા ખબર ફેલાઈ ગયા કે, ગામડાંમાં મુકામ રાખી રહેલા રશિયન સિપાહીઓ પર પોલ બળવાખાજો તૂટી પડયા અને—છેક આગલી સાંજ લગી બંને પક્ષ વચ્ચેનો સંબંધ દોસ્તીદાવાનો હતો છતાં —સિપાહીઓને તેમનાં બિછાનાંમાં જ રહેંસી નાખ્યા. આ સમાચારમા અતિશયોક્તિ હતી એ ખરું, પણ કમનસીબે તેમાં સત્ય પણ હતું. આ બનાવની જે અસર રશિયામાં પડી તે ઘણી જ આફતકારક નીવડી. મૂળે તો એક બીજાની પિતરાઈ સમોવડ,

પણ રાષ્ટ્રીય લક્ષણે બહુ ભિન્ન એવી આ બે પ્રજાઓ વચ્ચેની દુશ્મનાવટ ફરી એક વાર જાગૃત થઈ.

એ કચવાટ આસ્તેઆસ્તે કમી થયો. જે અદ્ભુત શૌર્યથી પોલો લડતા હતા, તેને પ્રતાપે એ શૂરવીર પ્રજાને પક્ષે બીજાઓની સહાનુભૂતિ વધતી હતી. પણ એ સહાનુભૂતિ નાશ પામે એવું પણ કેટલુંક બન્યું હતું. પોલંડની ક્રાંતિકાર સમિતિઓએ એવી માગણી કરી હતી કે પોલંડની નવી સરહદ નક્કી થાય ત્યારે તેમાં લિટલ રશિયન ઉર્ફે યુક્રેઈનિયન પ્રાંત પણ—જે સ્થિતિરક્ષક અને પોલશત્રુ ગ્રીકોથી વસાયલો હતો, તે—પોલંડને મળવો જોઇએ. ઉપરાંત, ફ્રાંસથી નેપોલિયન ધ થર્ડ પોલંડના તારણહાર લેખે રશિયા પર ચડાઈ લઈ આવવાની એવી ધમકીઓ આપતો હતો, કે જેને લીધે તો પોલ લોકોને સૌથી વધુ નુકસાન થયું. અને છેલ્લું તો આ: પોલંડમાં સ્થપાયલી ક્રાંતિકારોની સરકાર રાષ્ટ્રીય તો હતી, પણ તેણે પોલિશ ગુલામોને મુક્તિ આપવા ભણી બેદરકારી બતાવવા માંડી. આથી સર્વે પ્રગતિપ્રેમી રશિયનો ખિન્ન થયા. પોલિશ સરકારે વાળેલા આ છબરડાનો લાભ લેવા રશિયન સરકાર કેમ ચૂકે ? પોલંડના ગરીબ ખેડૂતોની કુમકે ચડવાની અને ત્યાંના જાગીરદારોથી તેમને બચાવીને તેમના રક્ષણહાર તરીકે બહાર પડવાની આ સરસ તક રશિયાએ ઝડપી જ.

૨

પોલંડમાં જ્યારે બળવો પોકારાયો, ત્યારે રશિયામાં તો સામાન્ય રીતે એમ માનવામાં આવતું હતું કે તે લોકશાસક, પ્રજાસત્તાક રાજ્યતંત્રમાં પરિણમશે; એવી પણ આશા રખાયલી કે, જે સરકાર દેશના સ્વાતંત્ર્ય માટે ઝૂઝે છે તે સત્તા હાથમાં આવતાં જ ઉદાર દિલથી, ગુલામોને મુક્ત કરવાની કાળજી, સૌથી

·પહેલી રાખશે. પણ એ ક્રાંતિકાર સરકારે એવું કંઈ જ કર્યું નહિ. ત્યાં સત્તાધારીઓ જ અમીરો થયા ને તેથી આ સૌથી મહત્ત્વની વાત પર કોઇએ લક્ષ આપ્યુ નહિ. આથી કરીને, રશિયન સરકારને માટે પોલ ખેડૂતોનાં દિલ જીતવાં એ સહેલું થઈ પડ્યું. અલેક્ઝાંડર ધ મેકન્ડે પોતાની તરફથી ત્યાં પોતાના વિશ્વાસુ માણસો નિકોલસ મિલુટિન તથા પ્રિન્સ ચેર્કાસ્કીને એ કામે મોકલીને, પોલિશ અમીરોને ખુવાર કરી એમની જમીન ખેડૂતોને આપી દેવા માટે બંદોબસ્ત કર્યો. આ પ્રમાણે, માત્ર નામનું વાર્ષિક ભરણું પોતાની મુક્તિ તથા જમીન માટે રશિયન સરકારને પોલ ખેડૂતો ભરે અને એમનાં ઘરબાર તો તેમને તદ્દન જ મફતમાં પાછાં મળે, એવી ગોઠવણ થઈ. આ યુક્તિ અમલમાં મુકાઈ ત્યાં લગી તો બળવાખોર લશ્કરને મહાત કરવું એ મહામુશ્કેલ કામ હતું. પણ એક વાર એનો અમલ થયો કે થઈ ચૂક્યું: ખેડૂતો બધા રશિયાના પડખામાં ઊભા ગયા ને બળવો શાંત થયો.

સાઇબિરિયામાંના પોલિશ દેશપારીઓની જોડે આ બાબત પર મારે ઘણી વાત થએલી, અને તેમનામાંના કેટલાકને પોતાના દેશે કરેલી ભૂલ પાછળથી સમજાઇ હતી એમ મેં જોયું. ક્રાંતિ એટલે તો, છેક આરંભથી જ સર્વે દલિતો ભણી ન્યાયયુક્ત વર્તન—નહિ કે, પાછળથી આપવાના બદલાઓનાં વચનો. દલિતોને તુરત જ ન્યાય ન અપાય તો ક્રાંતિ પડી ભાંગવાની. દુર્ભાગ્યે ક્રાંતિ-કાળમાં બને છે એવું કે નેતાઓ કેવળ સૈન્યની વ્યૂહરચના વગેરેમાં એટલા રોકાઈ ગયા હોય છે કે મુખ્ય વસ્તુને તેઓ વિસરે છે. ક્રાંતિકારોએ સારી રીતે સમજી લેવું જોઈએ કે, પોતે જો આમપ્રજાને એવી પ્રતીતિ ન કરાવી શકે કે દેશમાં હવે ખરેખર નવો યુગ બેઠો છે, તો એમનું કર્યુંકારવ્યું ધૂળ મળવાનું એમાં સંદેહ નથી.

### ૩

એ ક્રાંતિથી પોલંડનો કેવો દાટ વળી ગયો એ તો હવે ઇતિહાસની ઘટના હોઈ, સર્વવિદિત છે. લડાઈમાં હજારો માર્યા ગયા હતા; સેંકડોને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા હતા અને કેટલા ય હજારોને રશિયાના બીજા ભાગોમાં કે સાઇબિરિયામાં દેશપાર કરવામાં આવ્યા હતા. આ છેલ્લા પ્રકારમાંના કેટલાકને તો હું જાતે મળેલો અને તેમનાં કષ્ટો નજરે નિહાળેલાં. એ વખતે બધાં મળીને સાઠથી સિત્તેર હજાર પોલ સ્ત્રીપુરુષોને પોતાના પ્યારાં વતનથી એ રીતે વિખૂટાં પાડવામાં આવેલાં.

રશિયાને પણ ક્રાંતિને પરિણામે કંઈ ઓછું સોસવું પડ્યું નહોતું. પોલિશ બળવો એટલે અમારા દેશમાંના સુધારાયુગનો પણ અંત જ. હા, ૧૮૬૪ અને ૧૮૬૬માં સ્થાનિક સ્વરાજ્ય તથા અદાલતસુધારાના થોડા ઉદાર કાયદા અમલમાં મુકાયા હતા એ સાચું; પણ, એ તો ૧૮૬૨થી જ તૈયાર હતા. વળી, કાયદાનો અમલ કરનારા બધા પ્રત્યાઘાતી અધિકારીઓ જ હતા. તેમણે એવા પેટાકાયદા કર્યાં કે મૂળ કાયદામાંની ઘણીખરી ઉદારતા મારી જાય.

સૌથી માઠું તો એ બન્યું કે લોકમત પણ પીછેહઠ કરવા લાગ્યો. ગુલામોની ગુલામી કાયમ રાખવાનો અગ્રણી પક્ષકાર જે કેટકોફ નામે પુરુષ હતો, તે હવે દેશભક્ત અને લોકનાયક ગણાવા લાગ્યો. સેંટ પીટર્સબર્ગ તથા મૉસ્કોનો શિષ્ટ સમાજ—જેમાં પહેલાં ઘણા ઉદાર મતવાદી હતા તે–ને જ અનુસરતો. એ સમયમાં દેશને અતિ જરૂરી હતા એવા સુધારાની પણ વાત કરવી એટલે કેટકોફને મુખેથી દેશદ્રોહીનો ઇલકાબ પામવાનો જ સોદો હતો.

## ૪

મહારાજ્યના પાટનગરમાંથી ઊઠેલું પ્રત્યાઘાતનું મોજું થોડા જ સમયમાં અમારા આ દૂરના પ્રાંત (સાઇબિરિયા) માં આવી પહોંચ્યું. કશાએ ખુલાસા વિના એક દહાડો હુકમ આવ્યો કે જનરલ કૂકેલે ચિટા છોડીને ઈર્કુટસ્ક જવું ને ત્યાં એમને વધુ હુકમ મળશે. આનો અર્થ એ પણ હોય કે ઈર્કુટસ્કથી તેમને બે બંદૂકધારી સિપાહીઓની વચ્ચે રાખીને પાટનગર લઈ જાય ને ત્યાંની જીવતાં માણસોની કબરમાં-સેંટ પીટર ને સેંટ પૉલના કિલ્લામાં-જીંદગીભર તેમણે સબડવું પડે. એ દિવસોમાં ગમે તે બન્યું હોત, અને પાછળથી અમે જાણ્યું તેમ, ઇરાદો એવો જ હતો. એ અમલમાં ન મુકાયો, તે માત્ર આમુરવિજેતા ને અહીંના આગલા સરસૂબા નિકોલસ મુરાવિઓફની ભલાઈભરી દરમિયાન-ગિરીને લીધે જ.

કૂકેલ અને તેનાં સ્વજન કુટુંબીઓને અમે વિદાય આપી એ દૃશ્ય કોઈકની પ્રેતયાત્રા સમું હતું. મારું હૈયું અત્યંત ભારે હતું. તેમના જવાથી મેં એક અંગત વહાલો મિત્ર તો ખોયો જ, પણ મને એમ પણ લાગતું હતું કે આજે જ એક અગત્યના આશાભર્યા જમાનાની દફનક્રિયા પણ થાય છે-"માયાવી સ્વપ્નોથી ભરપૂર" જમાનો, એવામાં કહેવાની ફેશન પડેલી તે પ્રમાણે.

અને અંતે થયું પણ એ જ. નવા આવેલ સૂબાને બતાવીને મેં જે સ્થાનિક સ્વરાજ્યની તથા હદપારી વિશેની યોજનાઓ પીટર્સબર્ગ મોકલી, તે છેક આજની ઘડી સુધી-રશિયાના બીજા કેટલા ય ભાગોમાંની એવી યોજનાઓની પેઠે-ત્યાંની કચેરીઓનાં ભંડારિયાંમાં ધૂળ ખાતી પડી છે. જેવાતેવા અને માત્ર નામના મનમનામણા સુધારાઓ સત્તાવાળાઓએ એ બાબતોમાં દાખલ કર્યાં છે, તે પણ છેક હમણાં, પાંત્રીસ વર્ષના ગાળા પછી.

અલેક્ઝાંડર ધ સેકંડ વિશે વારંવાર એમ કહેવાયું છે કે તેણે સુધારકપક્ષના દિલમાં મોટીમોટી આશાઓ તો જગાડી, પણ પછી એ આશાઓ તે પૂરી શક્યો નહિ એટલે તેનો વિનાશ વહેલો થયો. પણ તે આશાઓ જગાડતો એટલો જ તેનો વાંક નહોતો. તેની આસપાસના વાયુમંડલમાં જ્યારે સુધારાની ભાવનાઓ તરવરતી હતી ત્યારે પહેલાં તો એ સુધારકોને એમ કહેતો કે વાતો ને સ્વપ્નોથી કંઇ ન વળે, વહેવારૂ યોજના ઘડી લાવો. એવી યોજના એક વાર ઘડાય, એટલે તેણે તેના પર માત્ર સહી જ મૂકવાની હોય. પણ સહીની ક્ષણ આવે તેવો જ તે પાછો હઠતો. પ્રત્યાઘાતીઓની સામે એ નબળા મનનો રાજા થઇ જ ન શકતો. પ્રત્યાઘાતીઓની પણ એટલી હિંમત તો ન જ ચાલતી કે દેશની અને રાજ્યતંત્રની ચાલુ સ્થિતિને તેઓ સારી અને કાયમ કરવા જેવી કહે. આમ છતાં, કંઈ પણ સંગીન ફેરફાર રાજ્યતંત્રમાં કરવાની વાતથી જ તેઓ એટલા તો ભડકતા અને બીજાને ભડકાવતા, કે પૂરાં પાંત્રીસ વર્ષ લગી તો સુધારાની વાત પણ કરવી એટલે શકદાર આસામી ગણાવું, એવો મામલો થઈ પડ્યો. 'સુધારો' એ ધિક્કારનો શબ્દ કોઇ ઉચ્ચારે પણ નહિ એટલા માટે જ, હવે તો, જે સંસ્થાઓને સૌ કોઈ હાનિકારક માનતું હતું, તેને જેમ ને તેમ ચાલુ રહેવા દેવાનું ઠર્યું હતું.

૪

# આમુરના પ્રદેશમાં

૧

ચિયૂટામાં હવે સુધારાઓ સંબંધી કંઈ વધુ કરવાનું રહેલું નથી એમ મેં જોયું એટલે, ૧૮૬૩ના ઉનાળામાં આમુર–નદના પ્રદેશમાં મુસાફરીએ જવાની મને જે તક મળી તેનો મેં સહર્ષ ઉપયોગ કર્યો.

મારા ત્યાં ગયા પહેલાં ૭ સાત વર્ષ પર સાઇબિરિયાનો સરસૂબો કાઉન્ટ મુરાવિયોફ હતો એ મેં આગળ કહ્યું જ છે. તેણે આમુરનો પ્રદેશ રશિયન મહારાજ્યના. પીટર્સબર્ગવાસી સૂત્રધારોની ઇચ્છા વિરુદ્ધ મહારાજ્યને માટે જીત્યો, ખાલસા કર્યો અને વસાવ્યો હતો. તેની નેમ એવી હતી કે, એ રીતે સાઇબિરિયાના પૂર્વકિનારા લગી રશિયાની આણ વર્તાવી, જાપાનમાં હવે યુરોપીઓનો પ્રવેશ સુલભ હતો એટલે તે દેશ દ્વારા, પેલી તરફનાં યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની સાથે, આ બાજૂને પૅસિફિક–કંઠેથી જ રશિયાનો સંબંધ બાંધવો. આ નેમ સિદ્ધ કરવા તેણે પુષ્કળ ઉતાવળથી જીતવા અને ખાલસા કરવાનું પરાક્રમ આટોપ્યું હતું, કેમકે નહિ તો, પાટનગરના સૂત્રધારો તેને અટકાવે.

પ્રદેશ ખાલસા થયા પછી એટલી જ ઝડપથી તેણે એ અઢી હજાર માઈલથીય વધુ વિસ્તારનો તીરપ્રદેશ–આમુરમાં પડતી બીજી નદી યુઝરીના કાંઠાનો ભાગ સુદ્ધાં–ટેરટેર કિલ્લા તથા તેની-

વર્ષે દોઢસો જેટલા તરાપા ચિટામા બાધવામાં આવતા હતા વસંતઋતુના આરભમા જ્યારે નદીઓના પાણી ચઢેલાં હોય ત્યારે એ કાફલો ઇગોડા, શિલ્કા અને તેમાથી વધારે મોટી નદી આમુરમા–તેના હેઠવાસ ભણીના પ્રવાહમા–મુસાફરીએ ઊપડતો આખા કાફલાને વીસવીસ કે ત્રીસત્રીસ તરાપાઓની ટુકડીમા વહેચી નાખી દરેક ટુકડી એકેક કોસેક અથવા તો વહીવટી અફસરની દેખરેખ હેઠળ મુકાતી અફસરોમાના ઘણાખરાને વહાણવટાનો અનુભવ ઝાઝો હતો નહિ, પણ તેઓ વિશ્વાસપાત્ર તો હતા જ કબજામાની ખોરાખ ચોરી લે અને પછી કહેશે કે એ તો મુસાફરીમા ખોવાઈ ગઈ ક્યાક, એમાના તેઓ નહોતા મને ૧૮૬૩ના કાફલામા, તેના વડા અમલદાર મેજર મેરોવ્સ્કીના મદદનીશ તરીકે મોકલવામા આવ્યો હતો

વહાણવટી તરીકેના મારા નવા અનુભવો તદ્દન સંતોષકારક તો નહોતા જ પ્રસગ એવો આવ્યો હતો કે, થોડા તરાપા લઈને મારે બનતી ઝડપે આમુરના તટ પરના એક સ્થળે પહોચવાનુ હતુ અને ત્યા મારા તરાપા એક બીજા માણસને સુપરત કરી દેવાના હતા આ કામને માટે, ઉપર મે જેને દત્તક દીકરા કહ્યા છે, તેમાના જે કેટલાકને ભાડે રાખી લેવાના હતા, તેમને ઊપડવાના દિવસે વહેલી સવારે મેં ગામના પીઠામાથી પકડીપકડીને ભેગા કર્યાં સવારના પહોરમા પણ તેમાના ઘણા ખરા ખૂબ પીધેલ જ હોવાથી, તેમની શુદ્ધસાન ઠેકાણે આણવા તેમને પહેલા તો નદીમા નવરાવવા પડ્યા હતા પછી અમે તરાપાઓ પર વહેવા માડ્યુ ત્યારે પણ મારે જ એ લોકોને નાનુંમોટુ દરેક કામ શીખવવુ પડેલુ આમ છતાં, દિવસના ભાગમા તો બધુ ઠીક-ઠીક ચાલ્યુ નદીના વેગવંત પ્રવાહમા તરાપાઓ વહે જતા હતા અને તેને કિનારા ભણી આડાઅવળા ખેચી જવામા મારા બિનઅનુભવી

ખલાસીઓ, તેમના અણઘડપણાને લીધે, ફાવે તેમ નહોતા. તેમ કરવાથી તેમના હાથમાં પણ કંઇ આવે તેમ નહોતું; પણ જ્યારે અંધારું થવા માંડયું અને રાતવાસો કરવા તરાપાઓને કાંઠે લઈ જઈ બાંધી રાખવાનો વખત થયો ત્યારે, અમારા આ નાના પેટાકાફલામાંનો જે એક તરાપો સૌથી આગળ નીકળી ગયો હતો તે એક અતિશય ઊંચી, ચડવી અશક્ય એવી ટેકરીને તળિયેના એક ખડક પર ચડી ગએલો અને તેથી અટકી પડેલો માલૂમ પડ્યો. એ તો ત્યાં અચળ બનીને થંભી ગએલો અને વરસાદને લીધે નદીમાં આવ્યું હતું એ પૂર હવે ઝડપથી ઓસરતું જતું હોવાને લીધે, પાણી તરાપાથી નીચું ને નીચું ઊતર્યે જતું હતું. મારાં દશ માણસો તેને ખડક પરથી ચસાવી પણ શકે તેમ નહોતું, એ તો ઉઘાડી વાત હતી. કૉસેકોની મદદ મેળવવા માટે હું નજીકના ગામડા સુધી મારા તરાપામાં ગયો અને એક ખેપિયાને, વીસ માઇલ દૂરના સ્થળે આવા બનાવોનો અનુભવી મારો એક મિત્ર કોસેક અફસર રહેતો હતો, ત્યાં મોકલ્યો.

સવાર પડ્યું. હવે સ્ત્રીપુરુષ મળીને એકસો કૉસેકો મારી મદદે આવ્યાં હતાં, પણ ટેકરી હેઠળનું પાણી એટલું બધું ઊતરી ગયું હતું કે, એ દશામાં અમારે ખરાબે ચડેલા તરાપા લગી પહોંચવું શી રીતે, તેને કિનારા લગી ખેંચવો શી રીતે, માલ ઉતારી લેવો શી રીતે, આ સર્વ સવાલો સાધનોને અભાવે મૂંઝવનારા થઈ પડ્યા. પણ મૂંઝવણ બહુ લાંબો વખત ટકી નહિ. થોડી જ વારમાં પેલો કોસેક અફસર પોતાના તરાપામાં સાધનો સાથે આવી પહોંચ્યો. તેણે એક ખાલી તરાપો પણ આણ્યો હતો, તેમાં પેલા ખડક પરના તરાપાનો સામાન ફેરવી નાખ્યો અને અમારી મુસાફરી આગળ ચાલુ થઈ ગઈ. થોડા જ સમયમાં વધુ સાહસો કે સંકટો વિના અમે આમુરને શિલ્કા નદી મળે છે ત્યાં પહોંચી ગયા.

અહીં આમુરમાં તો દર રાતે અમને તરાપા બાંધવા સારુ, મુકાબલે નીચાણવાળો કહેવાય તેવો કિનારો મળી રહેતો અને અમે અમારા તાપણા એ વેગવંત નિર્મળ નદીને તીરે, સુંદરતમ ગિરિપ્રદેશના દશ્યો વચ્ચે, મળગાવતા. દિવસે તો, તરાપો એવી આસાનીથી આસ્તેઆસ્તે વહ્યો જતો હોય છે અને આગબોટમાં હોય છે તેવો ઘોઘાટ આમા નહિ હોવાથી શાંતિ એટલી બધી અનુભવાય છે કે, આ મુસાફરી જેવી ખુશનુમા મુસાફરી બીજી કોઈ ન હોઈ શકે એમ જ આપણાં મનને લાગે. તેને મુખ્ય પ્રવાહમાં વહેતો રાખવા માટે તો વંમેથી એક કે બે હલેસાં અવારનવાર મારીએ, એટલે જ બસ થાય. કુદરતના પ્રેમીને, હેઠવાસની શિલ્કા અને ઉપરવાસની આમુરમાં જગતમાંનાં કેટલાક સૌથી આનંદજનક દશ્યો મળી રહે છે. ત્યાં પાણીની સપાટીથી બે હજાર ફીટ ઊંચી ઉભેલી, સીધીસટ, ઝાડનાં ઝુંડવાળી ટેકરીઓની વચ્ચે થઈને તે મનોહર, વિશાળ અને વેગવંત નદ વહેતો હોય છે; પરંતુ એમ પણ ખરું કે, કાંઠાનો પ્રદેશ આટલો બધો ડુંગરાળ હોવાને કારણે, જમીનમાર્ગે ઘોડા પર એ પ્રદેશમાં મુસાફરી કરવી એ ભારે મુસીબતનુ કામ છે.

## ૨

મારા કબજામાંના તરાપા મારે જ્યાં સોંપવાના હતા ત્યાં સોંપી દીધા પછી બીજા હજારેક માઈલ હું આમુરમાં ટપાલ માટે વપરાતી હોડીમાં આગળ વધ્યો હતો. મારા ખલાસીઓમાં ત્રણ– પેલા 'દત્તક દીકરા'માંના જ–જણ હતા. અમે વારાફરતી હલેસાં મારતા અને રાતના ભાગની ચોકીના ચારેક કલાક મારે ભાગે આવતા. મુસાફરી હવે રાતે પણ કરવી પડતી, તે થોડા સમય જ હાથ પર હોવાને લીધે. રાતે શરત રાખવાની એટલી જ હતી કે

મધ્યપ્રવાહમાં રહીને તરાપો તરતોતરતો એની મેળે આગળ વધે. સાથે પૂનમનો ચંદ્રમા ખીલ્યો હોય અને કાળમીંઢ પથ્થરની પેલી દિવાલોના કાળાકાળા પડછાયા નદીનાં પાણીમાં પડતા હોય– આવાં એ રાત્રિઓનાં દશ્યોથી અનુભવાતી સરસતા અવર્ણનીય છે.

મારી જોડેના ખલાસીઓ તેમના પૂર્વાશ્રમમાં તો ચોર હતા, એમ મને કહેવામાં આવેલું પણ મારા સાથીઓ તરીકે તો તેઓ– મારી જોડે બેંકનોટો, રૂપું ને ત્રાંબું, એવું જોખમ હોવા છતાં– મજાના માણસો તરીકે વર્ત્યા હતા. માત્ર, અમે કાંઠે કોઈ વાર ઊતરીએ ત્યારે, એ ભાગોમાં બહુ સસ્તા વેચાતા ચિનાઈ દારૂ 'ખાન્શીના'નું તેમને જબરું આકર્ષણ થઇ આવતું, એટલું જ તેમની વિરુદ્ધ કંઇ કહેવું હોય તો કહી શકાય.

આમ કરતાંકરતાં અમે થોડા જ સમયમાં બ્લેગોવેશેંસ્ક નામના સ્થળે જઈ પહોંચ્યા.

૩

જેમણે આમુર જોઇ હશે, કે મિસિસિપ્પિ ને યાંગ-સે-ક્યાંથી જેઓ પરિચિત હશે, તેમને જ ખ્યાલ આવી શકે તેમ છે કે સુંગરી નદી સાથે જોડાયા પછી આમુર કેવી પરમ વિશાળ નદી બને છે અને તોફાની ઋતુમાં કેવાકેવા મહામોજ તેનાં પાણીમાં ઊઠે છે. જુલાઈ માસમાં વરસાદ થવા માંડે છે ત્યારે તો સુંગરી, સુઝરી અને આમુર, ત્રણેનો જલરાશિ અકલ્પ્ય વિશાળતા ધરે છે. નદીપટ બેથી પાંચ માઈલના વિસ્તારમાં પથરાય છે અને તેમાં હજારો નીચા બેટ જે વિલોની ઝાડીઓ વડે ઢંકાયલા હોય છે, તે ડૂબી કે ઘસડાઇ જાય છે. મુખ્ય પ્રવાહથી નીચાણ-વાળી જમીનના ભાગમાંના નાના પ્રવાહોમાં કે સરોવરોમાં પાણી વેગપૂર્વક ધસતાં હોય છે. અને જ્યારે પૂર્વદિશામાંથી સુસવાટા-

બંધ પવન પ્રવાહની સામી દિશામા ફુંકાતો હોય છે, ત્યારે પ્રચંડ ઊર્મિઓ નદમાં અને આસપાસની નહેરોમાં ઊછળવા લાગે છે. આથી યે ભયાનક સ્થિતિ તો, જ્યારે કોઈ વાર ચિનાઇ સમુદ્રમાં ઊઠેલો ઘોર ઝંઝાવાત આમુરના પ્રદેશ પર આવીને પ્રસરે છે, ત્યારે ઊભી થાય છે.

એવા ઝંઝાવાતનો અનુભવ અમને થયો હતો. બ્લેગો-વેશેન્સ્કથી હુ મેજર મેરોવ્સ્કી સાથે જોડાયો હોવાથી એમની સાથે એક મોટી તુતકવાળા વહાણમાં અમે તે વખતે હતા. તોફાન ચડ્યું ત્યારે અમે મુખ્ય પ્રવાહ છોડીને અમારા વહાણને નદીની એક સાંકડી, નહેર જેવી શાખામાં લઈ લીધું હતું. ત્યાં અમારે પૂરા બે દિવસ લગી રહેવું પડ્યું. વાવાઝોડાનું જોર તો એવું સખ્ત હતું કે, મેં ઊતરીને પડોશના જંગલમાં થોડે સુધી જવાની હામ ભીડી, ત્યારે જે મોટમોટા વૃક્ષરાજોને વાયુ ચોતરફ ઉખેડીઉખેડીને પછાડતો હતો, તેના ત્રાસથી મારે પાછા નાસી આવવુ પડ્યું હતું. પણ અમને સૌથી વધુ ચિંતા તો અમારા ખોરાકીથી લદાયલા પેલા તરાપાઓની થતી હતી. દેખીતું જ હતું કે એ બધા જો હજી આ સવાર લગી પાણી પર મુખ્ય પ્રવાહમાં જ હશે, તો તો એમના ભુક્કા બોલી ગયા હોવા જ જોઈએ. એવું બન્યું હોય તો મોટી આફત આવી પડવાની, એ ચોક્કસ.

તોફાન કંઈક શમ્યું એટલે તુરત અમે અમારું વહાણ વહેતું કર્યું. અમે જાણુતા હતા કે તત્કાળમાં જ અમે તરાપાઓના બે પેટાકાફલા લગી પહોંચીશું. પણ અમે એક આખો દિવસ મુસાફરી કરી, બીજે દિવસ પણ ગયો, તોય તરાપાનું નામ નિશાન ક્યાંય મળે નહિ. મારા મિત્ર મેરોવ્સ્કીની ઊંઘભૂખ હવે નાશ પામી; જાણે ગંભીર માંદગીમાંથી ઊઠ્યો હોય એવા તેના દિદાર થઈ ગયા. દિવસના દિવસ એ તુતક પર હાલ્યાચાલ્યા વિનાનો બેસી રહેતો અને બબડતો "સત્યાનાશ વળી ગયું

—સત્યાનાશ." આમુરના આ તટપ્રદેશમાં ગામડાં તો છૂટાંછવાયાં દૂરદૂર પડેલાં છે તેથી અમને કોઈ કશી ભાળ આપી શકે તેમ નહોતું. તેવામાં વળી નવું તોફાન આવ્યું. આખરે ત્રીજા દિવસને પરોઢિયે અમે જે ગામે પહોંચ્યા તેનાં માણસોએ કહ્યું કે તરાપા તો નહિ પણ તેના સંખ્યાબંધ ભાગેલા ટુકડા જેવું કંઈક ગઈ કાલે નદીમાં તણાઈ જતું દેખાયું હતું ખરું. દેખીતું હતું કે બે હજાર ટનના માલ સહિતના ચાળીસેક તરાપા નાશ પામ્યા હતા. આનો અર્થ એ કે નવી ખોરાકી વેળાસર નહિ આવી પહોંચે તો આમુરના નીચેના પ્રદેશોમાં આવતી વસંતે દુકાળ પડવાનો એટલું તો ચોક્કસ. હમણાં તો એ ફરીથી લવાય તેમ જ નહોતું, કેમકે આ વખતે બધો પાક ઉતારી અને વેચાઈ ગયો હતો, વહાણો પણ હવે ચોમાસાની ઋતુમાં ચાલવાનાં નહિ, અને દેશના એ ભાગમાં તે વખતે તારનો વહેવાર પણ ચાલુ થએલો નહિ એટલે દૂરના પ્રદેશોમાં તુરત જ ખબર કરીને નવી ખોરાકી લાવવાનું પણ બને તેમ નહોતું.

આ બધી પરિસ્થિતિ વિચારીને મેં તથા મેરોવ્સ્કીએ એમ નક્કી કર્યું કે તે આમુરના મુખ ભણી જ આગળ વધે અને હું ચિટા ભણી. જો કંઈ યે ખોરાકી મળે તો તે તુરત તેણે એ બાજુથી અને મારે ટ્રાન્સ–બાઈ કેલિયામાંથી મોકલવાની હતી. કેટલે ય દહાડે, મહાકષ્ટે વેઠતો, મળી આવેલી એક આગબોટ તથા ઘોડેસ્વારી પણ અવારનવાર કરતો, હું ઠેઠ ચિટા તો નહિ પણ વચ્ચેની શિલ્કાના તીરની ગુનેગારોની વસાહત કારા લગી પહોંચ્યો ને ત્યાંના અમલદારોએ બની તેટલી ગોઠવણ ખોરાકી સંબંધમાં કરીને તે આમુર ભણી મોકલી. ત્યાંથી હું ઇર્કુત્સ્ક ગયો, તો ઉપરીઓ કહે કે ઉત્પાતના ખબર આપવા તું જાતે જ પીટર્સબર્ગ જા. હું પુષ્કળ થાકેલો છતાં, ફરીથી કેટલી યે અગવડો વેઠતો રઝિયા

ગયો, મોસ્કોમાં મારા ભાઈને મળ્યો, રાજ્યધાનીના શંકાશીલ અધિકારીઓને કેટલીક મુસીબત બાદ ખાતરી કરાવી કે ખોરાકી ચોરાઈ નથી, થએલા ભારે નુકસાનની વાત સાચી જ છે.

## ૫

## મધ્ય–આમુરની શોધમાં

સેંટ પીટર્સબર્ગમાં ઝાઝું રોકાયા વિના એ જ શિયાળે હું ઈર્કુત્સ્ક પાછો ફર્યો. થોડા માસમાં જ મારો ભાઈ ત્યાં આવનાર હતો, કેમકે ઈર્કુત્સ્કની કોસેક રીજમીટના અફસર તરીકે તે સ્વીકારાયો હતો.

હવે મારી નિમણુક ઈસ્ટ સાઈબિરિયાના સરસૂબાના 'એટેચી'[૧] તરીકે થઇ, કોસેકોને લગતાં કામકાજોનો વહીવટ મને સોંપાયો અને મારે રહેવાનું ઇર્કુત્સ્કમાં જ થયું. પણ ત્યાં કશું ખાસ કામ તો હતું જ નહિ. હવે સેંટ પીટર્સબર્ગથી અમને જે આજ્ઞાઓ થતી તે એવી જ મતલબની હતી કે ચાલતા શિરસ્તા પ્રમાણે બધુ ચાલવા દેવું અને સુધારાવધારાનું નામ પણ ન લેવું. એવા નકામા સરખા જીવનમાં મને રસ નહોતો, એટલે, ભૂગોળને લગતી શોધખોળો માટે મંચુરિયા જવાની એક સૂચના મને કરવામાં આવી, તે મેં તુરત જ ઉપાડી લીધી.

એશિયાખંડના નકશા પર નજર નાખીએ ત્યારે આપણને દેખાય છે કે, ત્યાંની રશિયન સરહદની પચાસમા અક્ષાંશમાં આવેલી

૧. મંત્રી

સીટી ટ્રાન્સબાઈકેલિયામાં એકાએક ઉત્તર ભણી વળે છે. એ સરહદ એમ ને એમ ત્રણસો માઇલ લગી આર્ગૂ નદીને અનુસરે છે; પછી, આમુર લગી પહોંચે ત્યારે, તે અગ્નિખૂણામાં વાંક લે છે. અસલના વખતમાં આમુરપ્રદેશનું પાટનગર હતું તે બ્લેગોવેશેન્સ્ક શહેર પણ પચાસમા અક્ષાંશમાં જ આવેલું છે. ટ્રાન્સબાઇકેલિયા ઉર્ફે ન્યુ દસુરખાઇટુનો અગ્નિખૂણો અને આમુરતટનું બ્લેગોવેશેન્સ્ક, આ બે સ્થળ વચ્ચેનું પૂર્વથી પશ્ચિમનું અંતર માત્ર પાંચસો માઇલ છે, પણ આર્ગૂ અને આમુરને કિનારેકિનારે જઈએ તો અંતર હજાર માઇલ કરતાં પણ વધુ થાય છે. વળી, આર્ગૂમાં તો આગબોટો કે મોટાં વહાણ ચાલે તેમ નથી, એટલે સ્થળસ્થળ જોડેનો વહેવાર ઘણો મુશ્કેલીભર્યો બને છે. એ નદીના નીચાણના પ્રદેશોમાં તો એક ઘણા જ વેરાન, વગડાઉ ડુંગરાળ માર્ગ સિવાય બીજું કાંઈ જ નથી.

ટ્રાન્સબાઈકેલિયામાં ઊંચી ઓલાદનાં ઢોરઢાંખર પુષ્કળ થાય છે. તેને અગ્નિખૂણે વસેલા તાલેવંત માલધારીઓની ઈચ્છા એવી હતી કે મધ્યઆમુર સાથે સીધો સળંગ વહેવાર કરવો. કેમકે એ પ્રદેશમાં ઢોરોની ખપત હતી અને તેથી નવો માર્ગ ઊઘડે તો સવેળા અને સસ્તામાં તેમનાં ઢોરો લઈ જઈ શકાય. તેઓ મોંગોલોની જોડે તો વેપાર કરતા જ હતા અને એ લોકો પાસેથી તેમણે સાંભળેલું કે ગ્રેટ ખિંગનનો વચ્ચે આવતો પહાડ વિંધીને પૂર્વમાં આગળ વધીએ તો આમુર સુધી એ માર્ગે પહોંચવું સહેલું પડે તેમ છે. તેમને એવી માહિતી પણ મળી હતી, કે પૂર્વ દિશામાં સીધા ને સીધા જ આગળ વધીએ ત્યાં, ખિંગનને આંતરતો એવો એક જૂનોપુરાણો ચિનાઇ ધોરી માર્ગ આવે છે, અને એ માર્ગમાંનું સુંગરીની શાખા નોની-નદી પરનું મંચુરિયન શહેર નામે મર્ગેન વટાવી જઇએ એટલે ત્યાંથી એક ઉત્તમ માર્ગ, મધ્યઆમુરે પહોંચવા માટેનો, તૈયાર છે.

આ નવો માર્ગ શોધી કાઢવા માટે વણઝારાની પોઠ લઈને જે સંઘ કાસેગ કાઢવાના હતા તેની સરદારી તેમણે મને સોંપવાની ઈચ્છા બતાવી અને મે ઉત્સાહપૂર્વક એમની માગણી સ્વીકારી એ વણશોધ્યા પ્રદેશમાં હજી સુધી કોઈ યુરોપવાસીએ પગ મૂક્યો નહોતો થોડાં વર્ષ પર એ બાજૂએ ગએલા એક રશિયન ભૂગોળપ્રેમીનુ ખૂન થયુ હતુ માત્ર, ચીનના શહેનશાહ કાન-સીના રાજ્યકાળમા બે જેસુઇટો દક્ષિણમાથી આગળ વધીને મર્ઘેન લગી પહોચેલા અને તેમણે તેના અક્ષાશ નક્કી કર્યા હતા. તેની ઉત્તરે આવેલો પાચસો માઈલની લબાઈ અને આતસોની ઊડાઈનો આખોય અત્યત વિશાળ પ્રદેશ છેક જ અણજાણ્યો હતો તેને વિશે મે જેટલુંજેટલુ મળ્યુ તે વાચ્યુ તો જણાયુ કે ખુદ ચિનાઈ ભૂગોળવેત્તાઓ પણ એ પ્રદેશથી અજાણ્યા જ હતા ઉપરાત, મધ્ય-આમુરનુ ટ્રાન્સબાઇકેલિયા સાથેનુ જે જોડાણ આ રીતે થઈ શકે તેમ હતું, એ ઘટનાનું રાજકીય મહત્ત્વ પણ ઘણુ ગણાય અને હવે તો, દસુરખાઈટુ (ટ્રાન્સબાઇકલિયા) ટ્રાન્સ મચુરિયા રેલવેનુ મુખ્ય મથક જ બન્યુ છે ને? એ મહાન સાહસના અમે અગરત્યો[1] હતા

પણ એક મુશ્કેલી હતી રાજકીય કારણોને લીધે, હું અફસર તરીકે પોતાની જોડે જઇ શકુ તેમ નહોતો આ કારણે, મે એક નાના વેપારીનો વેશ લીધો અને મચુરિયામા મારા તરફથી વેચવાનો કેટલોક માલ પણ ખરીદી લીધો મને જે પાસપોર્ટ અપાયો તેમા પણ મારી ઓળખાણ "પીટર એલેક્સીફ, તે ઈર્કુત્સ્કના મહાજનમડળનો બીજી પક્તિનો વેપારી" એવી રીતે કરાવવામા આવેલી હવે મે મારી બોલીચાલી અને બધી રીતભાત પણ વેપારીશાઈ કરી નાખી એ લોકોની જેમ

૧ 'પાયોનિયર્સ'

હું ટેબલ નજીક ખુરસીની કોર પર બેસીને, રકાબીમાં કાઢીને ફૂંક મારતોમારતો[1] ચા પીતો. વળી, કેટલાંક ગામડાંમાં અમારી મંડળી નાટ્યપ્રયોગો કરતી, તેમાં અમે વેપારીવર્ગનાં જ પાત્રોવાળાં ઑસ્ટ્રોવ્સ્કીનાં નાટકો ભજવતાં, ત્યારે મારો એમાંનો શાહસોદાગરનો પાઠ રહેતો ને તે હૂબહૂ ભજવતાં મને એટલું સરસ આવડી ગયું હતું, ને એવો તો આનંદ આવતો, કે એક વાર તો મેં મારા ભાઈને એવામાં લખેલું પણ ખરું કે આ બધું છોડીને નટ તરીકે જિંદગી ગાળવાનું મને ખૂબ મન થાય છે.

ગમે તે સંજોગોમાં, એટલી જરૂર તો હતી જ, કે અમે હજી સાઇબિરિયામાં જ હતા, ત્યાં લગી કોસેકો કે બીજું કોઈ મને ઓળખી કાઢે નહિ, ને બન્યું પણ તેમ જ; અમે સરહદ નિર્વિઘ્ન પસાર કરી ગયા.

કાફલામાં અમે તેર જણ હતાઃ અગિયાર કોસેકો, એક તુંગુસ જાતિનો માણસ અને હું. અમે સૌ ઘોડેસ્વાર થઈને મુસાફરી કરતા હતા. વેચવા માટે અમારી સાથે ચાળીસેક ઘોડા અને બે ગાડાં ભરીને માલ હતો. તેમાંનું એક મારું હતું, જેમાં મેં વેપારી તરીકે કાપડ, મખમલ, સોનાનો કસબ વગેરે લીધું હતું. મારા ઘોડા અને ગાડીની બધી સંભાળ હું જ લેતો—કાફલાના મુખી જેવા મારે કોઈ રીતે દેખાવું પણ નહોતું તેથી; અને મુખીપદે અમે એક કોસેકને ગોઠવ્યો હતો. રસ્તામાં જ્યાંજ્યાં જરૂર પડે ત્યાં આખા સંઘ તરફથી ચિનાઈ સત્તાવાળાઓની જોડે મુત્સદ્દી તરીકે વાટાઘાટ ચલાવવાની ફરજ તેની હતી. બધા કોસેકો મોંગોલિયન ભાષા બોલી જાણતા અને તુંગુસ મંચુરિયન સમજતો હતો. વણઝારમાંના બધા કોસેકો, અલબત્ત, હું ખરેખર કોણ છું તે જાણતા જ હતા, પણ તેમનામાંના કોઇએ પણ અમને દગો

૧ યુરોપીઓ સામાન્ય રીતે પ્યાલાવડે જ ચા પીએ છે. એના અપવાદ તરીકે આ ઉલ્લેખ છે.

દીધો નહિ કેમકે તેમને બગાગ ખબર હતી કે મારુ ખરુ સ્વરૂપ જાહેર ન થાય તેમા જ અમારા કાર્યની સફળતા રહેલી હતી મે પણ બીજા બધાઓની જેમ સુતરનો ભૂરો લાબો પોશાક પહેર્યો હતો અને મારા પર ચિનાઓ કઇ ધ્યાન આપતા નહિ. તેથી તેમને ખબર ન પડે તેની રીતે રસ્તાની માપણી મારી પાસેના 'કપાસ' વગેરે સાધનથી કર્યે જતો હતો એ ચિનાઓ એટલે ચિનાઇ સૈનિકો અમારી પાસેથી તેમને બ્હીસ્કી મળ્યા કરતો ત્યા લગી તેઓ અમારી પાછળપાછળ ઘસડાતા હતા, પણ એ બધ થયો એટલે અટક્યા

અમે આમ એકલા પડ્યા એટલે સીધા પૂર્વ દિશામા વધવા માડ્યુ ટેકરીઓ અને ખીણોમા થઇને અમે રસ્તો અમારી મેળે જ શોધતા તથા કાપતા જતા હતા આ રીતે ચાર કે પાચ દહાડાની કૂચ પછી અમને પેલો અસલી ચિનાઈ માર્ગ લાધ્યો જે અમને ખિગનનો પહાડ ઓળગાવીને મર્ઘેન સુધી પહોચાડવાનો હતો

નકશા પર તો એ પહાડ ભારે બિહામણો અને મુસીબત-ભર્યો લાગતો હતો, પણ અનુભવથી અમે જેયુ કે એને ઓળગવો એ તો કુછ બિસાતની વાત નહોતી એ રસ્તે આગળ ચાલતાં અમે બે પૈડાંની ગાડીમા મુસાફરી કરતા એક કગાળ ચિનાઇ અમલદારને પકડી પાડ્યો છેલ્લા બે દહાડા ઊભો ઢોળાવ જ ચઢ્યા કરવાનો આવ્યો હતો, જે હકીકત પ્રદેશ પહાડી હોવાની સાક્ષી પૂરતો હતો આગળ ચાલ્યા તેમતેમ જમીન વધારે ભીનાશ-વાળી અને રસ્તા કાદવકીચડવાળા આવવા માડ્યા ત્યાનુ ઘાસ તદ્દન કસ વિનાનું હતું અને ઝાડો ઝાઝાં પાદડાં વિનાના, વણ-ખીલ્યા, ઘણી વાર કાપી નાખેલા અને જતુઓથી ઢકાઈ ગએલાં માલૂમ પડતાં, અમારી જમણી અને ડાબી બાજૂએ ઊચીઊચી દિવાલો જેવા પહાડો આવેલા હતા તેની પર પણ ઝાડપાન

કશું મળે નહિ. બધા ઉજ્જડ જેવા હતા. અમે આવા પ્રદેશમાંની મુસાફરીની હાડમારીઓ વિશે વાતો કરતા ચાલતા હતા, ત્યાં તો પેલો ચિનાઇ અમલદાર તેની ગાડીમાંથી એક 'ઓબો'ની પાસે નીચે ઊતર્યો. ઓબો એટલે એક પ્રકારનું મામુલી, અસંસ્કારી, દેવસ્થાનઃ પથરાના ઢગલામાં થોડી ડાંખળીઓ આ જગ્યાએ ખોસી એટલે ઓબો બની ગયું. શ્રદ્ધાળુઓ તેના પર ઘોડાની કેશવાળીમાંથી વાળ અને ચીંથરાં લટકાવે. પેલા અમલદારે પણ પોતાના ઘોડાના થોડા વાળ તોડીને રસ્તાની બાજૂ પરના એ ઓબોને ચઢાવ્યા. તેણે અમારા પૂછવાથી સમજ પાડી કે તમે જેને મહામોટો પર્વત માનતા હતા તે ખિંગન અહીં હવે પૂરો થયો; આ તેનો દેવ. આપણે સલામતીથી ખિંગન ઊતરી આવ્યા એટલે તેને આમ ઘોડાના વાળ ચઢાવી પ્રસન્ન કરવાનો. બાકી તો, આ સીધો રહ્યો એ રસ્તો જ આસુરનો. હવે મોટા ડુંગરા વટાવવાના રહ્યા નથી. જે આવશે તે પણ નાનીનાની ટેકરીઓ જ.

આ સાંભળીને કોસેકો તો બહુ ખુશ થઇ ગયા. તેમનો આનંદ આજે માતો–સમાતો નહોતો, કેમકે મધ્યઆસુરના જે પ્રદેશની સમૃદ્ધિ વિશે તેમણે પોતાના ઘરડિયાઓ પાસેથી ઘણું-ઘણું સાંભળ્યું હતું અને જ્યાં પહોંચતાં જે પારાવાર સંકટો વેઠવાં પડતાં તેની પણ તેમને જાણ હતી, તેનો આ ટૂંકો રસ્તો અમને અંતે હાથ લાગ્યો હતો. સામે નજર કરતાં, અમારે એક વાંકાચૂંકો ઢોળાવ ઊતરવાનો હતો. તેની તળેટીમાં જે નદી પહાડી પ્રદેશમાં થઇને જ વંકવોળામણી વહેતી હતી, તે જ કેટલેક દૂર જઇને આસુરને મળતી હતી. બસ, હવે એ મહાનદ અને અમારી વચ્ચે કોઈ મોટો અંતરાય રહ્યો નહોતો. ભૂગોળશાસ્ત્રની આ શોધથી મને થએલો આહ્લાદ, જે આ જન્મ પ્રવાસી હશે તે સારી રીતે કલ્પી શકશે. હું આવી રીતે મારા મનોરાજ્યમાં મહાલતો

હતો તેટલામાં કૉસેકોએ થોડાથોડા ઘોડાવાળ ઓબોને ચઢાવી લીધા. એ લોકોને તે દેવમાં ઝાઝી શ્રદ્ધા હતી એવું કંઇ નહિ. પણ એવાં દેવદેવલાં ઘણાં દુષ્ટ પ્રાણીઓ હોય છે માટે તેમને માનની દૃષ્ટિએ જોવાં ને નાની ભેટસોગાદો તેમને ધરતા રહેવું એ સારું છે એમ તો તેઓ માનતા ખરા.

"જુઓ તો, કેવું વિચિત્ર ઝાડ! ઓકનું ઝાડ જ હશે એ" આમ તેઓ બોલી ઊઠ્યા, અમે ઢોળાવ ઊતરતા હતા ત્યારે. સાઇબિરિયામાં તો ઓક બિલકુલ થતાં જ નથી. તેના ઉંચાણવાળા પૂર્વ-પ્રદેશોના આવા ઢોળાવ પહેલાં એ નજરે પડતાં નથી. "જુઓજુઓ, ફળનાં ઝાડ" બીજી વાર તેમણે ઉદ્‌ગાર કાઢ્યો. લિંબુડી ને એવાં બીજાં જેજે ઝાડ રશિયામાં થતાં નથી, તે હવે જોવામાં આવ્યાથી તેમને આનંદ અને સંતોષ થતો હતો. તેઓ ઉત્તરના ઠંડા દેશોમાંથી આવતા હતા, એટલે અહીંની ગરમી એમને આહ્લાદક હતી. લીલા સુગંધી ઘાસથી ભરચક જમીન પર ઊંધે મસ્તકે સાષ્ટાંગ દંડવત્ કરીને તેઓ તેને આંખથી સ્પર્શવા લાગ્યા-તેને તેમણે ચૂમીઓ સુદ્ધાં લીધી હોત-એટલા બધા ગેલમાં એ લોકો આવી ગયા હતા. હવે એમના પગ બને તેટલું જલદી આમુર લગી પહોંચવા થનગનતા હતા, અને જ્યારે પખવાડિયા પછી અમે નદીથી વીસ જ માઇલ દૂરની અમારી છેલ્લી છાવણીના તાપણાની આસપાસ બેઠા હતા, ત્યારે તો તેઓ બાળકો જેવા અધીરા બની ગયા. મધરાત બાદ તુરત જ એમણે ઘોડા પર પલાણ નાખી દીધાં અને પરોઢ પહેલાં ઘણી વહેલી મુસાફરી કરવાની મને ફરજ પાડી. અને જ્યારે એક ટેકરા પરથી આમુરનો વિશાળ પટ પહેલવહેલો અમારી નજરે ચડ્યો ત્યારે આ જડસુ જેવા સાઇબિરિયનો, જેઓ સામાન્ય રીતે રસવૃત્તિહીન હોય છે તેમનાં નયન પણ ભવ્ય આમુરનાં નીલજળને નીરખતાંનીરખતાં કવિનયનો સરખાં ચમકવા લાગ્યાં. એ તો દેખીતું હતું કે, આ

નદીના બંને તટ, વહેલા કે મોડા રશિયન સરકારની સંમતિથી, સંમતિ વિના કે તેની ઇચ્છા વિરુદ્ધ પણ, રશિયન વસાહતીઓના હુમલાના ભોગ થવાના. તે જ રીતે, આજે વણખેડ્યા પણ ખેડાય ને વસે ત્યારે ઘણા સમૃદ્ધ થઈ શકે તેવા ઉત્તર મંચુરિયાના પ્રદેશો પર પણ એ જ સત્તાનો વાવટો ફરકવાનો.

સવાર પડયું ત્યાં, અમારી આસપાસ જ ભમ્યા કરતા પેલા કંગાળ ચિનાઈ અમલદારે અમને આગળ વધતા અટકાવ્યા. અમારા સાદા કાગળ પરના પાસપોર્ટનો તેની પર કંઈ પ્રભાવ પડતો નથી એમ મને લાગ્યું, એટલે, મેં અમારા મુખીને મારી પેટીમાંનું એક જૂનું 'મોરકો ગેઝેટ'નું ગરુડના ચિત્રવાળું પાનું બતાવીને સૂચવ્યું "તેને કહે કે પેલો પાસપોર્ટ તો અમસ્થો બતાવવાનો એટલું જ; ખરો તો આ છે." અમલદારે પાનું લીધું, જોયું, તપાસ્યું. એ મુગ્ધ થએલો લાગ્યો: "આટલું બધું શું તમારે માટે લખ્યું છે, એમ? ને આવી સરસ રીતે?" અમે હા પાડી. પેલાએ અમને આટલેથી જ છોડયા હોત, પણ તેની સાથેના કારકૂને–અમલદાર પોતે પૂરું દેખતો પણ નહોતો–તેના કાન થોડી વાર કરડયા એટલે તે ફરી ગયો–વળી આડો થયો.

આ જોઈને મેં મુખીને કહી દીધું કે એવાની જોડે વધુ જીભાજોડી કામની નહિ. આપણે આપણાં ઘોડાં તૈયાર કરો ને કૂચ કરો; એનાથી કંઈ થવાનું નથી. અને, એ જોતો રહ્યો ને અમે આગળ વધ્યા. છૂટા પડયા પહેલાં તેને એટલી ખાતરી અમે આપી, કે આગળ કંઈ નવુંજૂનું અમારા કાફલાને થશે તો વાંક તારો નહિ, અમારો; તેં તો બળજબરી (જે એ કરી શકે તેમ જ નહોતું) સિવાયના બધા ઉપાય અમને મંચુરિયામાં દાખલ થતા અટકાવવા અજમાવેલા, એવું પ્રમાણપત્ર ત્યાં તારે માટે આપીશું.

થોડા દિવસ પછી અમે મર્ઘેન પહોંચ્યા. ત્યાં અમારા માલનો થોડો વકરો કરીને તુરત આગળ ગયા. આસુરના જમણા કિનારા

પરના ચિનાઈ શહેર આઇગૂં તથા ડાબા પરના રશિયન શહેર બ્લેગોવેશેન્સ્ક સુધી પણ પહોંચ્યા. અમે હવે અમારે શોધવાનો હતો તે સીધો ધોરી માર્ગ તથા બીજું ઘણું શોધ્યું હતું. ગ્રેટ-ખિંગનનો પહાડ સરહદ પર સામાન્ય ડુંગરમાળ જેવો જ છે: તે આસાનીથી ઓળંગી શકાય છે; ભૌગોલિક વાઙ્મયમાં જે લાંબા વખત સુધી સમસ્યારૂપ મનાતા તે, ભૂસ્તરવિદ્યાના પુરાતન 'ટર્શીઅરી' નામે યુગના જ્વાલામુખીઓ ઉય્યુન ખોલ્દોન્ગોસી–આ સર્વ પણ અમારી શોધના વિષય બન્યા હતા. અમે જે વેચાણ મર્ઘેનમાં કર્યું, તેણે મારી વેપારી તરીકેની આબરૂ જરા ય વધારી નહિ એમ કહેવું જોઇએ. એક ઘડિયાળના એક ચિનો પીસ્તાળીસ રૂબલ આપવા તૈયાર હતો છતાં હું તેને ભાંગીતૂટી ચિનીભાષા-એ પાંત્રીસમાં જ ખરીદી લેવા આગ્રહ કર્યા કરતો હતો. પણ કોસેકોએ સારી કમાણી કરી જ. પોતાના ઘોડા તેમણે સારી કિંમતે વેચ્યા અને મારા ઘોડા તથા બીજો સામાન પણ તેમણે મારી વતી વેચી આપ્યા. પછી જણાયું કે અમારી સરકારને આ કાફલાનું ખર્ચ માત્ર બત્રીસ રૂબલ થયું હતું.

૬

# કેટલીક વધુ શોધખોળ

**આ** આખો યે ઉનાળો મેં આમુરના પ્રદેશમાં વધુ શોધખોળ કરવામાં ગાળ્યો. અમારા સરસૂબા તેના મુખ પાસે આવેલા શહેર નિકોલાએવ્સ્ક ખાતે હતા, ત્યાં હું તેમની સાથે જોડાયો અને એક આગબોટમાં એમની સાથે (આમુરને મળતી) યુસુરીનદીને રસ્તે પાછો ફર્યો. ત્યાર પછી, પાનખરઋતુમાં, આમુરમાં જ પડતી બીજી મોટી નદી સુંગરીમાં પણ વધારે આનંદકારક મુસાફરી કરી. આ વખતે હું મંચુરિયાના છેક મધ્યના ભાગમાં ધિરીન શહેર સુધી પહોંચ્યો હતો.

૧૮૬૪ના વર્ષ લગી તો મંચુરિયાની આ મહાન આમુર નદીનો પ્રદેશ બહુ થોડો શોધાયેલો હતો. પણ હવે અમારા જેવાએ મોંગોલિયા અને મંચુરિયામાં શોધખોળ આરંભી, એટલે અમને થોડી જ શોધથી સંતોષ કેમ થાય? આ કારણે, સરસૂબા જનરલ કોર્સાકોફને વારંવાર આગ્રહ કરીકરીને અમે સુંગરીપ્રદેશનું સંશોધન આદર્યું. અમે શોધકો તરીકે જઈએ એ તો ચિનાઓનો નાહક વહેમ ઉશ્કેરવા જેવું થાય–આઠ વર્ષ પર "મુલાકાત"ના બહાનાથી જનરલ મુરાવિઓફ આવેલો ને તેણે આમુરપ્રદેશ ખાલસા કરેલો, એ વાત તેઓ સહેજે ભૂલે તેમ નહોતા–તેથી, ધિરીન પ્રાંતના હાકેમને અમારો રશિયન હાકેમ મિત્રાચારીનો સંદેશો પાઠવવા આ નાનોશો સંઘ પાઠવે છે એમ જાહેર કરવામાં આવ્યું. ઉર્ગાનો એક રશિયન એલચી આ સંદેશો લઈ જવાનો હતો. કર્નલ ચર્નિયાએફ નામે અફસરની આગેવાની હેઠળ, એક નાનીશી

આગબોટ નામે યુઝરીમા પચીસ સિપાહીઓ સાથે અમે સૌ –મારા ઉપરાત તેમા એકેક દાક્તર ને ખગોળશાસ્ત્રી પણ હતા– ઊપડચા પચીસ ગાઈફ્લો અમારા કોલસાના ભડારિયામા કોલમા હેઠળ સતાડી રાખી હતી બોટની પાછળ એક તરાપો પણ દોરડે બાધી સાથે લીધો હતો

સુગરીમા અમારે ઉપરવાસ–સામે પ્રવાહે–જવાનુ હોવાથી, મુસાફરી સહેલી નહોતી એ નદી, ખાસ કરી અમે જ્યાથી નીકળ્યા તે હેઠવાસના ભાગમાં, ઘણી છીછરી છે અમારી નાનકડી બોટને તો ત્રણ ફૂટ ઊડા પાણીની જ જરૂર હતી, પણ એટલુ ઉડાણુ મુસ્કેલીથી મળતું મુસાફરીમા એવા દિવસો યે જતા કે જ્યારે અમે રોજના માડ ચાળીસ માઇલ આગળ વધી શકીએ. કોઈ વાર તો, પાણી એટલુ ઓછુ હોતું કે નદીના તળિયાની રેતીમા ઘસડાતી જ બોટ આગળ વધી શકે કેટલી યે વાર, અમારે એક નાની હોડી પાણીમા ઉતારી, તેને આગળઆગળ ઉડાણુવાળો માર્ગ શોધવા મોકલવી પડતી. પણ અમારા જુવાન નાખુદાએ મનથી એવી ગાઠ વાળી હતી કે ગમે તેમ કરીને આ પાનખરમા જ ધિરીન પહોચી જવુ છે આ કારણે, અમે રોજ થોડીથોડી પ્રગતિ કરતા ખરા જ. વળી, નદીમા અમે ઉપરવાસ આગળ વધ્યા તેમતેમ, આસપાસનો પ્રદેશ વધારે રળિયામણો અને પાણી વધારે ઊડુ આવવા માંડ્યુ.

આ રીતે અમે થોડાં અઠવાડિયામા મચુરિયા પ્રાતના એ મુખ્ય શહેર ધિરીન લગી પહોચ્યા અમે નદી અને આસપાસના પ્રદેશનો એક સરસ નકશો પણ બનાવ્યો હતો. દુર્ભાગ્યે, અમે ઊતરીને અદરના ભાગના કોઈ ગામડા કે શહેરમા જઈ શક્યા નહોતા અને કિનારે જ હોય, એવા ગામડા તો બહુ છૂટાછવાયા હોઈ, કોઈક વાર જ આવતા. વચ્ચે સોએક માઇલ લગી બને

કાંઠે રેતીના ઢગ પણ આવ્યા હતા અને વસ્તીભર્યો પ્રદેશ તો ધિરીન પાસે આવ્યું ત્યારે જ નજરે પડયો હતો.

ઉપર મેં કહ્યું છે તેમ, મુરાવિયોફની "મુલાકાત"ના કડવા અનુભવો હજી નહિ ભૂલેલા એવા ધિરીનના સત્તાવાળાઓ અમારું આગમન થએલું જાણી અમને શંકાશીલ બનીને જુએ એ કુદરતી હતું. અમે કાંઠે ઊતર્યા, તો ત્યાંના બધા વેપારીઓ હાથમાં કટાયલી તરવારો લઇને અમારો સત્કાર કરવા ઊભા હતા. તેમણે અમને શહેરમાં તો જવા દીધા, પણ એકેએક દુકાન (પાછળથી જણાયું તેમ) અમે ઊતર્યા ત્યારે જ, બંધ કરવામાં આવી હતી. દુકાનદારોને મનાઈ થએલી કે તમારે આ નવા પરોણાઓને કંઈ ખાધાખોરાકી વેચવાની નથી. પણ અમે ભૂખે ન મરીએ એટલા સારુ અમારી આગબોટ પર વગરપૈસે ખાવાનું મોકલવાનો પ્રબંધ તો થએલો.

પાનખર પૂરી થવાનો વખત હવે બહુ દૂર નહોતો. ઝાકળ તો પડવા પણ માંડેલું, અને સુંગરી પર જ શિયાળો ગાળવો અશક્ય હોવાથી, અમારે વેળાસર પાછા ફરવાની પૂરી જરૂર હતી. ટૂંકામાં, અમે ધિરીન જોયું ખરું, પણ તેના એકકે શહેરી જોડે વાતચીત કરી શક્યા નહિ. અમે વાત કરેલી તે માત્ર, જે બે દુભાષિયા રોજ સવારે આગબોટ પર આવતા, તેમની સાથે. તો પણ એટલું તો ખરું કે અમારી મુખ્ય નેમ બર આવી હતી. અમે નક્કી કરી શક્યા હતા કે સુંગરીમાં આગબોટ ચાલી શકે તેમ તો છે; તેના મુખથી તે છેક ધિરીન સુધીનો એક મઝાનો નકશો પણ અમે દોરી શક્યા, જેની મદદથી અમે વળતી વખતે કશા અકસ્માત વિના બોટને સડસડાટ હંકારી શક્યા હતા. વળતી મુસાફરીમાં તે એક વાર રેતાળ કિનારે ચડી જવાની ધાસ્તી હતી, પણ ધિરીનના સત્તાવાળાઓએ અમારી મદદે બસો ચિનાઓને મોકલીને તે પાછી તરતી કરી આપી હતી. (અમે વળી ઢીલને

કારણે આખો શિયાળો નદીમાં જ રહી જઈએ એ તેમને કોઈ પણ રીતે પરવડે તેમ ન હોવાથી તેમણે આ તસ્દી લીધેલી.) આ નાનું પરાક્રમ ચાલતું હતું ત્યારે હું અમારું એક નદીગીત 'દુબીનુશ્કા' ગાતો હતો અને ચિનાઓને તેનાથી ખૂબ મઝા પડેલી. તેમની સાથે આ પ્રસંગે અમારે બહુ જ મીઠો સંબંધ બંધાયો. મે એ પણ જોયું કે એ લોકોને ચિરીનના અભિમાની અમલદારો પ્રત્યે અણગમો છે.

વળતી વખતે અમે કેટલાંક ચિનાઈ ગામડાંમાં પણ રોકાયલા. ચિનના "સ્વર્ગીય મહારાજ્ય"માંથી હદપારની સજા પામેલા ચિનાઓ તેમાં વસતા હતા. તેમણે બહુ જ ભાવપૂર્વક અમારું સ્વાગત કર્યું. ખાસ કરી એ મુલાકાતની એક સાંજનો પ્રસંગ તો મારી સ્મૃતિમાં અંકાઈ રહ્યો છે. રાત પડવા જ માંડેલી ત્યાં અમે એક રમણીય ગામડામાં જઈ પહોંચ્યા. કિનારે તો મારી સાથે બીજા પણ કેટલાક ઊતરેલા, પણ ગામમાં હું એકલો જ ગયો. ત્યાં ઘડી–અધઘડીમાં તો સોએક ચિનાઓનું ટોળું મને ઘેરી વળ્યું. અમે પરસ્પરની ભાષાનો એક શબ્દ પણ નહોતા જાણતા છતાં ચેષ્ટાની ભાષાથી અમારું કામ ખુશીથી ચાલ્યું ને અમે એક-બીજાને સમજી શકયા. તેમણે પોતપોતાનાં ઘરોમાં મને લઈ જઈ અંદર ફરીને તે બતાવ્યાં. દરેક જણ પોતાની ચુંગી મને ફૂંકવા આપતો. આ ગામડામાં પણ મેં જોયું કે રાજ્યસત્તાનો પ્રતિનિધિ 'બૉબ્કો' (પોલિસસિપાઇ) પ્રજાજનોને અળખામણો હતો. તેની પીઠ પાછળ આ લોકો તેના ચાળા પાડીને પોતાનો સંતોષ દર્શાવતા હતા, તે જોવાની પણ ખૂબ મઝા પડતી.

અમારી એ શોધનો બનાવ આજે તો ભુલાઇ ગયા જેવો છે. તેની અમે નોંધ રાખેલી ને નકશો બનાવેલો તે બધું ઇર્કુત્સ્કની એક ભયાનક આગમાં બળી ગયું. સચવાયો તે નોંધોનો અમુક

ભાગ, જે અમે સાઇબિરિયન ભૂગોળશોધન સામયિકમાં તે વખતે છપાવ્યો હતો. હમણાં (૧૯૦૦માં) જ્યારે ટ્રાન્સ–મંચુરિયન રેલવે બાંધવા માટે એ પ્રદેશની જમીનમાપણી વગેરે કરવામાં આવ્યું ત્યારે, પાંત્રીસવર્ષ બાદ, રશિયન ભૂગોળવેત્તાઓને વળી અમારી શોધ સામયિકની ફાઈલને આધારે સાંભરેલી ને વપરાયલી, એ સંતોષની વાત.

## ૭

# અરાજ્યવાદનો અરુણોદય

## ૧

દિહાડેદહાડે મેં જેમજેમ જોયું કે સુધારાના પ્રયાસો ફોકટ છે, તેમતેમ તેવા પ્રયાસની પૂરી નિરુપયોગિતાની ખાતરી મને થતી ગઈ. દાખલા તરીકે, સરસૂબાના હાથ નીચેના કોસેક ખાતાના મંત્રી તરીકે મેં સુઝરી પર વસેલા કૉસેકોની આર્થિક સ્થિતિની ઘણી બારીક તપાસ કરી હતી. એમનો પાક દર વર્ષે ગુમ થઇ જતો હોવાથી, સરકારે તેમને દુકાળથી બચાવવા ખવરાવવું પડતું. એ ભાગમાંથી મેં જ્યારે મારો વિગતવાર અહેવાલ તૈયાર કરીને આપ્યો, ત્યારે સૌએ મને મુબારકબાદી આપી, મને ઊંચી પાયરીએ ચડાવ્યો અને ખાસ ઇનામો પણ આપ્યાં. જેનીજેની મેં ભલામણ કરી હતી, તે બધા ઉપાયો કબૂલ રાખવામાં આવ્યા અને મારી સૂચના પ્રમાણે, કેટલાકને બીજા પ્રદેશમાં જઈ વસવા માટે તથા કેટલાકને ઢોરો પૂરાં પાડવા માટે આપવાની ખાસ મદદની રકમો પણ ઠરાવાઇ. પણ આ ઉપાયો અમલમાં મૂકવાની

ફરજ કોઇક બુઢ્ઢા દારૂડિયાને ભાગે આવી તે પૈસા ઉડાવી દેતો અને અણઘડ કોસેકોને સગ્ગ એકુતોમા પલળી નાખવા મારુ એમને નિર્દયપણે ફટકારતો મેટ પીટર્સબર્ગના વિન્ટર પૅલેસથી માડીને યુઝરી અને કામશ્ચાટકા લગી સર્વત્ર આ પ્રમાણે બનતું.

સાઇબિરિયાના વધુ ઊચી પદવીના વહીવટદારો ઉત્તમ હેતુઓથી જ પ્રેરાયલા હતા અને મારે ફરીથી એક વાર કહેવુ જોઇએ કે, બધુ વિચારમા લેતા, એ લોકો રશિયાના બીજા કોઈ પણ પ્રાતના વહીવટદારો કરતા વધારે સારા, સરકારી અને લોકહિતમાં રસ લેનાર હતા. પણ આખરે તો તે એક વહીવટતત્ર હતુ—જે ઝાડનાં મૂળ સેટ પીટર્સબર્ગમા, તેની જ એ એક શાખા આ હકીકત જ, તેના ઉત્તમ હેતુઓને નકામા કરી નાખવાને તથા પ્રગતિ માટેના સર્વે સ્થાનિક સ્વયભૂ પ્રયાસોને ઊગતા જ ડામવા માટે બસ હતી. સાઇબિરિયાના સ્થાનિક અધિકારીઓ દેશના ભલા માટે જે કઇ કરવા માડે, તેની તરફ અવિશ્વાસ બતાવવામા આવતો અને જે ડગલામધ મુશ્કેલીઓ તે કાર્યના માર્ગમા આવ્યા વિના રહેતી જ નહિ, તેને લીધે બધા પ્રયાસો નામુકર જતા. મુશ્કેલીઓ આવતી, તે વ્યક્તિઓના ઉદ્દેશ ખરાબ હોવાને કારણે નહિ,-વ્યક્તિઓ તો સામાન્ય રીતે સસ્થાઓ કરતા વધારે સારી હોય છે,–પણ, એટલા જ માટે કે તેઓ બધા જ એક પિરેમિડ જેવા, કેન્દ્રસ્થ વહીવટી તત્રને વરેલા હતા રાજ્યસત્તાનુ મુખ્ય મથક એક દૂરના પાટનગરમા હતુ, એ એટલી જ હકીકતનું પરિણામ એવુ આવતુ કે દરેક વસ્તુનો વિચાર મરકારી અધિકારીની દૃષ્ટિએ જ થાય એવો અધિકારી, અમુક પગલુ પોતે ભરશે તેનાથી પ્રજાનું હિત કેટલુ થશે તે ન જુએ, તે તો એટલુ જ વિચારે કે આ વાત મારા ઉપરીઅધિકારીને રુચશે કે નહિ, વહીવટના સમસ્ત તત્રમા તે કેવી લાગશે, બધબેસતી થઇને ગોઠવાઇ જશે કે નહિ.

૨

મેં હવે ધીમેધીમે મારી શક્તિનો વૈજ્ઞાનિક શોધખોળમાં વધારે ને વધારે રોકવા માંડી. ૧૮૬૫માં મેં પશ્ચિમમાં આવેલા ગ્રામ્પિયન્સના પર્વતોમાં શોધો કરી. ત્યાં મને સાર્વેનિસ્થિના વધારે ઉંચાણવાળા ભાગોની જમીનના થરતર વિશે નવું જાણવાનું મળ્યું. તેમ જ, સિનાઈ સરહદ પર જ્વાળામુખીવાળો એક વધુ પ્રદેશ જોવામાં આવ્યો. અને છેલ્લું એ કે, વળતે વર્ષે, વિટિમ અને ઓલેકમા નદીઓને તીરે આવેલા યાકુત્સ્ક પ્રાંતમાંની સોનાની ખાણો તથા ટ્રાન્સબાઇકેલિયાની વચ્ચે સીધો પરભાર્યો વહેવાર થઈ શકે તેવો માર્ગ શોધવા માટે મેં એક મુસાફરી કરી. કેટલાંક વર્ષો (૧૮૬૦–૬૪) લગી, સાઈબિરિયન કાફલાના માણસોએ તેવો માર્ગ શોધવાના પ્રયત્નો કર્યા હતા અને ખાણોથી ટ્રાન્સબાઈકેલિયાને જુદી પાડનારી પથ્થરાળ, સમાનાંતર ટેકરીઓ ઓળંગવાની કોશિશ કરી હતી. પણ તેઓ આગળ વધેલા દક્ષિણમાંથી, જે રસ્તો શરૂઆતમાં સહેલો પણ પાછળથી વિકટ છે ને પ્રવાસીની હિંમત ખોવરાવે છે. ત્યાં સફળતાથી જવા માટે ખરી જરૂર હતી તે ઉત્તર તરફનાં ઉજ્જડ, અજાણ્યાં જંગલોમાંથી પેસવાની અને દક્ષિણ દિશાના વધારે ઉષ્ણ વસ્તીવાળા પ્રદેશમાં આગળ વધવાની. એવો પણ જોગ થયો હતો કે, હું કાફલાની તૈયારી કરતો હતો ત્યારે, એ બાજૂના કોઈક અસલ વતનીએ પોતાની જ બુદ્ધિથી એ પ્રદેશનો જે એક નકશો તૈયાર કરેલો—ને જે, સંસ્કૃતિની પ્રાથમિક દશામાં માણસ હોય ત્યારે પણ જો તેનામાં રેખાગણિતનું ભાન જાગ્યું હોય તો એ કેટલું ઉપયોગી થઈ પડે છે એ સત્યનો સરસ નમૂનો હતો—તે મારા જોવામાં આવ્યો. નકશો ઝાડની છાલ પર છરી વતી કોરેલો હતો. તે કુદરતને અનુસરતો લાગવાથી મેં તેના પર પૂરેપૂરો ભરોસો મૂક્યો અને તેની મદદથી જ મુસાફરી શરૂ કરી.

મારી સાથે એક જુવાન વનસ્પતિશાસ્ત્રી અને એક ભૂગોળ-વેત્તાને લઇને હું નીકળ્યો. અમે પહેલાં તો લેના નદીને માર્ગે ઉત્તરતી સોનાની ખાણોએ પહોંચ્યા. ત્યા અમે કાફલાની બધી તૈયારીઓ કરી, ત્રણ માસ માટે ખોરાકી ભરી લીધી અને દક્ષિણ ભણી પ્રસ્થાન કર્યું થોડે ગયા ત્યાં અમને યાકૂત જાતિના એક ઘરડા શિકારીનો ભેટો થયો. અમારી પાસેના નકશામાં જે માર્ગ દોરેલો હતો, તેના પર થઇને આ માણસ વીસ વર્ષ પર પસાર થયો હતો. તેણે અમારા ભોમિયા તરીકે એ આખો પહાડી પ્રદેશ–૨૫૦ માઇલની લબાઇનો–અમારી સાથે આવવાનું સ્વીકાર્યું. રસ્તો સૂઝે તે માટે ત્યાં ચીલો સરખો ન હોવા છતાં તેણે આ આશ્ચર્યકારક સાહસ માથે ઉઠાવ્યું અને પાર પણ પાડ્યું.

હવે અમારે જોઈતો હતો તે માર્ગ જડ્યો. ત્રણ માસ લગી અમે લગભગ વસ્તી વિનાના જ ડુંગરાથી ભરપૂર અને ક્વચિત્ ભીનાશભર્યા પ્રદેશોમાં રખડ્યા પછી અમારું જે ધ્યેય હતું, કે એ રસ્તે ચિટા સુધી જઇ પહોંચવું, તે અમે સિદ્ધ કર્યું. મને ખબર મળે છે કે હવે એ માર્ગનો ઉપયોગ દક્ષિણમાંથી સોનાની-ખાણો સુધી ઢોરો લાવવા માટે કરવામાં આવે છે. મને તો આ મુસાફરીથી મોટો લાભ એ થયો કે એ વખતે મેળવેલું જ્ઞાન પાછળથી સાઇબિરિયાના પહાડોના બંધારણની ચાવી તરીકે બહુ ખપ લાગેલું–પણ, હું પ્રવાસવર્ણનનું પુસ્તક લખતો નથી તેથી અટકવું જોઇએ.

૩

મારા સાઇબિરિયાનિવાસનાં વર્ષો દરમિયાન હું એવા ઘણા પાઠ શીખ્યો જે બીજી કોઈ જગ્યાએ ભાગ્યે જ શીખી શકાયા હોત. ત્યાં થોડા જ વખતમાં મને સમજાઈ ગયું કે વહીવટતંત્રના સાધન વડે આમવર્ગનું કશું યે હિત કરવું એ અશક્ય વાત છે. એ માયાજાળ તો હમેશની તૂટી. બીજું, ત્યાં હું મનુષ્યો અને

મનુષ્યસ્વભાવને પારખતાં તો શીખ્યો જ, પણ મનુષ્યસમાજના જીવનનાં અંદરખાનેનાં પ્રેરક બળો શાંશાં હોય છે એ પણ જાણતો થયો. અપ્રસિદ્ધ, અણજાણ્યા આમવર્ગનું રચનાત્મક કામ, જેનો પુસ્તકોમાં જવલ્લે જ ઉલ્લેખ થતો હોય છે અને એવું કામ જે ભાગ સમાજબંધારણના વિકાસમાં ભજવે છે તે–આ સઘળું હવે સ્પષ્ટતાથી મારી નજરે તરવા લાગ્યું. કેટલાંક દૃષ્ટાંતોથી આ વાત વધારે સમજાવી શકાય. આમુરપ્રદેશમાં જઈ વસેલા દુખોબોર્ટ-સીઓ (જેમના જ જાતભાઈ કેનેડામાં પણ વસ્યા છે) ત્યાં શરૂઆતમાં કપ્રીકપી હાડમારી વેઠતા તથા તેને જીતતા, તેમની અર્ધ–મઝિઆરાવાદી[1] સમાજરચનામાંથી તેમને કેવા અસાધારણ લાભો મળતા, અને, રાજ્યની બાંહ્યધરી હેઠળ સ્થપાતી વસાહતોની નિષ્ફળતાને મુકાબલે આ લોકોની વસાહતને જે આશ્ચર્યજનક સફળતા મળી હતી તેનો મર્મ જાણવો–આ સઘળું એવું હતું જે પુસ્તકોમાંથી શીખી ન જ શકાય. તેમજ, સાઈબિરિયાના અસલ વતનીઓ ભેગા રહેવું અને સંસ્કૃતિની અસરોથી દૂર રહીને પણ તેમણે કેટલી બધી સંકુલ સ્વરૂપની સમાજઘટના પોતાને માટે ઘડી લીધી છે તેનો અનુભવ લેવો–આ સઘળું પણ, ભવિષ્યમાં મારા આવા વિષયોના વાચનને અજવાળતો પ્રકાશ ચિત્તમાં સંઘરી રાખવા સમાન હતું. એ વર્ષોના પ્રત્યક્ષ અવલોકનથી મને દીસી આવ્યું કે અણજાણ્યો આમ–વર્ગ દરેક મોટા ઐતિહાસિક બનાવની સિદ્ધિમાં તેમ જ લડાઈમાં પણ ઘણો અગત્યનો ફાળો આપે છે. આ વિચારો મારા મનમાં દૃઢ થતા ગયા તેમતેમ, આગેવાનો અને આમવર્ગના સંબંધ વિશે ટૉલ્સ્ટૉયે પોતાના ગ્રંથમણિ 'વૉર ઍન્ડ પીસ' માં જેજે કહ્યું છે, તેની સાથે હું વધુ ને વધુ સંમત થતો ગયો.

૧. 'સેમી–કૉમ્યુનિસ્ટિક.'

ગુલામોના માલિકના કુટુંબમાં હું ઊછર્યો હોવાથી, મેં સક્રિય જીવન શરૂ કર્યું ત્યારે તો, મારા સમયના બધા જુવાનીઆઓની જેમ, મને પૂરો વિશ્વાસ હતો કે માણસો પાસેથી કામ લેતી વખતે હુકમો, ઠપકા અને સજાની પદ્ધતિની જ જરૂર છે; તે વિના કામ થાય જ શી રીતે? પણ જ્યારે એ જીવનના પહેલા તબક્કાઓમાં જ મારે માથે ગંભીર સાહસોની તથા માણસો પાસેથી કામ લેવાની જવાબદારી આવી અને જ્યારે મેં જાતઅનુભવથી જોયું કે દરેક ભૂલનાં પરિણામ ગંભીર આવે છે, ત્યારે હુકમ તથા શિસ્તના સિદ્ધાંત અનુસાર વર્તવું અને હળીમળીને સમજૂતીના સિદ્ધાંત અનુસાર વર્તવું—એ બે સ્થિતિ વચ્ચેનો ભેદ મારા મનમાં સ્ફુટ થવા લાગ્યો. પહેલો સિદ્ધાંત લશ્કરી કવાયત માટે બહુ સારો છે, પણ વાસ્તવિક જીવનનાં કાર્યોમાં એ નકામો છે; આ પ્રકારના જીવનમાં તો સામટાં માણસો પોતાની એકત્રિત શક્તિઓ પરસ્પર સમજીને આગળ વધે તો જ વધાય. જોકે એ વખતે તો મારા વિચારોને મેં કોઈ પક્ષાપક્ષીથી વર્તતા વર્ગોના શબ્દકોષમાંથી શબ્દ લઈને નામ આપ્યું નહોતું, પણ, હવે હું કહી શકું કે, રાજ્યતંત્રે આણેલી અને ટકાવેલી શિસ્તમાં મને જે કંઈ થોડો ભરોસો પહેલાં હતો તે સાઇબિરિયાના અનુભવો પછી નાશ પામ્યો. હું અરાજ્યવાદી[1] થવા તૈયાર હતો.

ઓગણીસથી પચીસ વર્ષની ઉંમર લગીમાં સુધારાની અગત્યની યોજનાઓ તૈયાર કરવાનું, આમુર પર સેંકડો માણસો જોડે કામ પાડવાનું, અને નજીવાં સાધને જોખમભર્યાં સાહસો ખેડવાનું મારે ભાગે આવ્યું હતું. આ સર્વ કાર્યોમાં ઓછીવત્તી ફતેહ મળી તેનું કારણ એ જ, કે હુકમો અને શિસ્તથી એવાં કાર્ય થતાં નથી, એ મેં વેળાસર પારખી લીધું હતું. સ્વયંસ્ફુરણાથી આગેવાન બનનાર હૈયાઉકલતવાળા માણસોની બેશક બધે જરૂર

૧. એનાર્કિસ્ટ

છે; પણ કાર્યનો એક વાર આરંભ કરીને તેને વેગ અપાયો, એટલે તો પછી આગળ ચાલવું જોઇએ તે લશ્કરી રાહથી નહિ પણ એક જાતના સંઘવાદ–મઝિયારાવાદ–સામ્યવાદની રીતે, પરસ્પર સમજૂતી વડે. રાજ્યસ્થાપિત નિયમન અને શિસ્તને આધારે જેઓ પોતાની યોજનાઓ ઘડે છે તેઓ પોતાનાં એવાં મનોરાજ્યમાં મહાલવા પહેલાં વાસ્તવિક જીવનની શાળામાં થોડા પાઠ ભણે એમ હું ઇચ્છું છું. જો એમ થાય તો પછી આપણે હાલના કરતાં ઘણું ઓછું, લશ્કરશાહી ને પિરેમિડ–પદ્ધતિની અતિકેન્દ્રસ્થ સમાજરચનાની યોજનાઓ વિશે સાંભળીએ.

આ બધું છતાં, સાઇબિરિયામાંનું જીવન મને પ્રતિદિન ઓછું આકર્ષક લાગવા માંડયું હતું–જો કે, હવે ઇર્કુત્સ્કમાં એક કોસેક ટુકડીનો અફસર બનેલો મારો ભાઈ ૧૮૬૪થી મારી સાથે જ હતો. અમે બેઉ ફરીથી એકઠા થયા તેથી સુખી હતા. અમે પુષ્કળ વાચન સાથે કરતા તેમ જ તે દિવસોના ફિલસૂફી, વિજ્ઞાન અને સમાજશાસ્ત્રના પ્રશ્નો ચર્ચતા. પણ, જે જીવન–બૌદ્ધિક વિકાસ પ્રેરે તેવું જીવન–માટે અમે બેઉ તલસતા હતા, તે સાઇબિરિયામાં હતું નહિ. અમારા નિવાસ દરમિયાન તે કાળના બે વૈજ્ઞાનિકો રાફેલ પમ્પેલી અને એડોલ્ફ બેસ્ટિયન ઇર્કુત્સ્કમાંથી પસાર થયા તે પ્રસંગ અમારે મન તો એક મોટો બનાવ હતો. એવામાં વર્તમાનપત્રો દ્વારા પશ્ચિમ યુરોપના વૈજ્ઞાનિક અને ખાસ કરીને તો રાજકીય જીવન વિશે અમારા જાણવામાં જેજે આવતું, તેને લીધે અમે એ તરફ ઘણું આકર્ષાતા. પહેલાં રશિયા જવું ને ત્યાંથી પશ્ચિમ યુરપમાં, એવો ખ્યાલ અમારી વાતચીતમાં ઘણી વાર ફરીફરીને આગળ આવતો. આખરે; ૧૮૬૬માં પોલિશ હદપારીઓએ જ્યારે બંડ કર્યું ત્યારે અમારી બેઉની આંખ પૂરેપૂરી ઊઘડી. અમને ભાન થયું કે અમે રશિયન સૈન્યના અમલદારો તરીકે કેટલી કઢંગી, બિનકુદરતી સ્થિતિમાં છીએ.

ગુલામોના માલિકના કુટુંબમાં હું ઊછર્યો હોવાથી, મેં સક્રિય જીવન શરૂ કર્યું ત્યારે તો, મારા સમયના બધા જુવાનીઆઓની જેમ, મને પૂરો વિશ્વાસ હતો કે માણસો પાસેથી કામ લેતી વખતે હુકમો, ઠપકા અને સજાની પદ્ધતિની જ જરૂર છે; તે વિના કામ થાય જ શી રીતે? પણ જ્યારે એ જીવનના પહેલા તબક્કાઓમાં જ મારે માથે ગંભીર સાહસોની તથા માણસો પાસેથી કામ લેવાની જવાબદારી આવી અને જ્યારે મેં જાતઅનુભવથી જોયું કે દરેક ભૂલનાં પરિણામ ગંભીર આવે છે, ત્યારે હુકમ તથા શિસ્તના સિદ્ધાંત અનુસાર વર્તવું અને હળીમળીને સમજૂતીના સિદ્ધાંત અનુસાર વર્તવું—એ બે સ્થિતિ વચ્ચેનો ભેદ મારા મનમાં સ્ફુટ થવા લાગ્યો. પહેલો સિદ્ધાંત લશ્કરી કવાયત માટે બહુ સારો છે, પણ વાસ્તવિક જીવનનાં કાર્યોમાં એ નકામો છે; આ પ્રકારના જીવનમાં તો સામટાં માણસો પોતાની એકત્રિત શક્તિઓ પરસ્પર સમજીને આગળ વધે તો જ વધાય. જોકે એ વખતે તો મારા વિચારોને મેં કોઈ પક્ષાપક્ષીથી વર્તતા વર્ગોના શબ્દકોષમાંથી શબ્દ લઈને નામ આપ્યું નહોતું, પણ, હવે હું કહી શકું કે, રાજ્યતંત્રે આણેલી અને ટકાવેલી શિસ્તમાં મને જે કંઈ થોડો ભરોસો પહેલાં હતો તે સાઇબિરિયાના અનુભવો પછી નાશ પામ્યો. હું અરાજ્યવાદી[1] થવા તૈયાર હતો.

ઓગણીસથી પચીસ વર્ષની ઉંમર લગીમાં સુધારાની અગત્યની યોજનાઓ તૈયાર કરવાનું, આમુર પર સેંકડો માણસો જોડે કામ પાડવાનું, અને નજીવાં સાધને જોખમભર્યાં સાહસો ખેડવાનું મારે ભાગે આવ્યું હતું. આ સર્વ કાર્યોમાં ઓછીવત્તી ફતેહ મળી તેનું કારણ એ જ, કે હુકમો અને શિસ્તથી એવાં કાર્ય થતાં નથી, એ મેં વેળાસર પારખી લીધું હતું. સ્વયંસ્ફુરણાથી આગેવાન બનનાર હૈયાઉકલતવાળા માણસોની બેશક બધે જરૂર

૧. એનાર્કિસ્ટ

છે; પણ કાર્યનો એક વાર આરંભ કરીને તેને વેગ અપાયો, એટલે તો પછી આગળ ચાલવું જોઇએ તે લશ્કરી રાહથી નહિ પણ એક જાતના સંઘવાદ–મઝિયારાવાદ–સામ્યવાદની રીતે, પરસ્પર સમજૂતી વડે. રાજ્યસ્થાપિત નિયમન અને શિસ્તને આધારે જેઓ પોતાની યોજનાઓ ઘડે છે તેઓ પોતાનાં એવાં મનોરાજ્યમાં મહાલવા પહેલાં વાસ્તવિક જીવનની શાળામાં થોડા પાઠ ભણે એમ હું ઇચ્છું છું. જો એમ થાય તો પછી આપણે હાલના કરતાં ઘણું ઓછું, લશ્કરશાહી ને પિરેમિડ–પદ્ધતિની અતિકેન્દ્રસ્થ સમાજરચનાની યોજનાઓ વિશે સાંભળીએ.

આ બધું છતાં, સાઇબિરિયામાંનું જીવન મને પ્રતિદિન ઓછું આકર્ષક લાગવા માંડયું હતું–જો કે, હવે ઇર્કુત્સ્કમાં એક કોસેક ટુકડીનો અફસર બનેલો મારો ભાઈ ૧૮૬૪થી મારી સાથે જ હતો. અમે બેઉ ફરીથી એકઠા થયા તેથી સુખી હતા. અમે પુષ્કળ વાચન સાથે કરતા તેમ જ તે દિવસોના ફિલસૂફી, વિજ્ઞાન અને સમાજશાસ્ત્રના પ્રશ્નો ચર્ચતા. પણ, જે જીવન–બૌદ્ધિક વિકાસ પ્રેરે તેવું જીવન–માટે અમે બેઉ તલસતા હતા, તે સાઇબિરિયામાં હતું નહિ. અમારા નિવાસ દરમિયાન તે કાળના બે વૈજ્ઞાનિકો રાફેલ પમ્પેલી અને એડોલ્ફ બૅસ્ટિયન ઇર્કુત્સ્કમાંથી પસાર થયા તે પ્રસંગ અમારે મન તો એક મોટો બનાવ હતો. એવામાં વર્તમાનપત્રો દ્વારા પશ્ચિમ યુરોપના વૈજ્ઞાનિક અને ખાસ કરીને તો રાજકીય જીવન વિશે અમારા જાણવામાં જેજે આવતું, તેને લીધે અમે એ તરફ ઘણું આકર્ષાતા. પહેલાં રશિયા જવું ને ત્યાંથી પશ્ચિમ યુરપમાં, એવો ખ્યાલ અમારી વાતચીતમાં ઘણી વાર ફરીફરીને આગળ આવતો. આખરે, ૧૮૬૬માં પોલિશ હદપારીઓએ જ્યારે બંડ કર્યું ત્યારે અમારી બેઉની આંખ પૂરેપૂરી ઊઘડી. અમને ભાન થયું કે અમે રશિયન સૈન્યના અમલદારો તરીકે કેટલી કઢંગી, બિનકુદરતી સ્થિતિમાં છીએ.

## ૮

# પોલિશ હદપારીઓનું બંડ

**બા**ઇકલ સરોવરની આસપાસની ટેકરીઓમાં થઈને નવો રસ્તો બાંધવામાં રોકાયેલા પોલિશ હદપારીઓએ જ્યારે બંડ કરીને, પોતાની જંજીરો તોડીને, પેલી બાજૂ મોંગોલિયામાં થઈને ચિન ભણી જવાનો પ્રયાસ જીવ પર આવીને કર્યો, ત્યારે હું દૂરદૂરના વિટિમ પર્વતોવાળા પ્રદેશમાં હતો. તેમની સામે લશ્કર મોકલવામાં આવ્યું હતું, અને 'એક રશિયન અફસર–આપણે તેને પોટેલોફ કહીશું–બંડખોરોને હાથે માર્યો ગયો હતો. હું જ્યારે પાંછો ઈર્કુત્સ્ક–જ્યાં પચાસ પોલોનો મુકદ્દમો લશ્કરી અદાલતમાં ચાલતો હતો ત્યાં–આવ્યો, ત્યારે આ બધા બનાવોના ખબર મને મળ્યા. રશિયામાં લશ્કરી અદાલત જાહેરમાં ભરાતી હોવાથી, હું મુકદ્દમા વખતે હાજર રહેતો, તેનાં વિગતવાર ટાંચણ લેતો અને તે પરથી ખબરપત્રો પીટર્સબર્ગના એક અખબારમાં મોકલેલા–જે, અલબત્ત, અમારા સરસૂબાને ન જ ગમ્યું.

આગલા એક પ્રકરણમાં વર્ણવ્યો છે તે પોલ લોકોના બળવાને પરિણામે, સ્ત્રીપુરુષ મળીને અગિયાર હજાર પોલોને માત્ર પૂર્વ સાઈબિરિયામાં જ, હદપાર કરવામાં આવ્યા હતા. એ હદપારીઓમાં વિદ્યાર્થીઓ હતા, અને કલાકારો; માજી અફસરો અને ઉમરાવો; અને ખાસ કરીને તો, વૉર્સૉ વગેરે પોલંડનાં મોટાં

શહેરોમાં જે ઘણા જ કાર્યકુશળ કામગરોની મોટી વસ્તી છે, તેમાંના કેટલાક સરસ બુદ્ધિશાળી કારીગરો પણ હતા. આમાંના સંખ્યાબંધ હદપારીઓ પાસે તો સખ્ત મજૂરી કરાવવામાં આવતી હતી; અને, બાકીના બધાને સાઇબિરિયાના એ ભાગનાં ગામડાંમાં વસાવવામાં આવ્યા હતા, જ્યાં તેમને કશો જ કામધંધો મળતો નહોતો અને તેમણે અર્ધે પેટે દહાડા ગુજારવા પડતા હતા. સખ્ત મજૂરીની સજા પામેલાઓ કાં તો ચિટામાં હતા–જ્યાં તેઓ પાસે આમુરને તીરે તરાપા બાંધવાનું કામ કરાવાતું ને જેઓ બધા હદપારીઓમાં સૌથી સુખી હતા;–અથવા તો, રાજ્યનાં લોખંડ અને મીઠાનાં કારખાનાંમાં તેમની પાસેથી કામ લેવામાં આવતું હતું. આ છેલ્લાઓમાંના કેટલાકને મેં લેનાને તીરે કામ કરતા જોયા હતા. અર્ધનગ્ન દશામાં તેઓ એક મોટા છપ્પરમાં ઊભાઊભા, એક જબરદસ્ત કઢાઈમાંના ખારા પાણીને તવેથાઓથી હલાવીને, તે જાડા, ઊકળતા પ્રવાહીને એકરસ કરતા હતા. છપ્પરમાંની હવા જાણે કે ધગધગતી હોય તેટલી ગરમ હતી અને તેના દરવાજા, અંદર આવવો જરૂરી હતો તે ઠંડો પવન ફરફરાટ આવે તે માટે સાવ ખુલ્લા રખાયા હતા. આવા કામમાં બે વરસ વીતાવ્યા પછી એ શહીદો ક્ષયથી મરણાધીન થવાના એ ચોક્કસ હતું.

એ શરૂઆતની વાત. પાછળથી, મોટી સંખ્યાના હદપારીઓને બાઇકલ સરોવરના દક્ષિણના કાંઠા પર રસ્તો બાંધવાનું કામ સોંપાયું હતું. આ સાંકડું, ચારસો માઇલ લાંબું સરોવર, જેની ફરતા ત્રણથી પાંચ હજાર ફૂટની ઊંચાઈના ભવ્ય પર્વતો આવેલા છે, તે ટ્રાન્સબાઈકેલિયા તથા આમુરને ઇર્કુત્સ્કથી છૂટાં પાડે છે. શિયાળામાં તો, સરોવરમાં પાણી જામીને બરફ બની ગયાં હોય એટલે તેની પર થઈને તે ઓળંગી શકાતું; અને ઉનાળામાં, તેમાં આગબોટો ચાલી શકતી. પણ વસંત અને પાનખર ઋતુઓમાં

બરફ પીગળતો જતો કે જામતો જતો હોય તેથી, એ બેમાંથી એકકે રીતે બાઈકલમાં થઈને જઈ શકાતું નહિ. પરિણામે આ બે ઋતુઓના ૭૭ અઠવાડિયા દરમિયાન, કોઈને ચિટા પહોંચવું હોય, કે પેલી પાસ પેકિંગ લગી જવા સારુ કેવાખટા નામે સ્થળે પહોચવુ હોય, તો તેણે સાતથી આઠ હજાર માઈલની ઊંચાઈના ધીંગા પહાડોમાના લાબે રસ્તેથી ચક્કર મારીને જવું પડતું. એ રસ્તેથી પસાર થવાનો પ્રસંગ મારે એક વાર આવેલો. મે મહિનો હતો ને પર્વતો બરફથી હજી છવાયલા, તેથી દૃશ્ય તો રમણીય જણાતું, પણ બીજી રીતે મુસાફરી ભયભરેલી હતી. ખમાર–દબાન નામનો જે મુખ્ય ઘાટ રસ્તામાં આવતો હતો, તે લાંબો તો આઠ જ માઈલ હતો, પણ તેનો ચઢાવ અતિશય સીધો હોવાને કારણે, પરોઢના ત્રણ વાગ્યાથી રાતના આઠ સુધીનો સમય મને તે વટાવતાં લાગ્યો હતો. અમારા ઘોડા વારેવારે પીગળતા જતા બરફમાં પછડાતા જતા હતા અને અમે તેમના સ્વારો, દિવસમાં કેટલી યે વાર, બરફપડ હેઠળનાં શીતળ જળમા ઝબકોળાતા હતા મુસાફરોની આવી વિટંબના ટાળવા ખાતર, સરોવરની દક્ષિણ બાજૂને કાંઠે કાંઠે જ એક કાયમી પાકો રસ્તો બાધવાનું સત્તાવાળાઓએ ઠરાવ્યું હતું રસ્તો બાંધતાં કેટલીક જગ્યાએ કાંઠા પરની પ્રચંડ ઊભી ટેકરીઓના ખડકો ને ખડકો સુરંગ ફોડીને ઉડાવી દેવાના હતા અને કેટલી ય જગ્યાએ, પર્વતોમાથી જે ધોધ સરોવરમાં ધસમસતા હતા, તેની પર થઈને પુલો બાધવાના હતા. આ આકરું કામ પાર પાડવામાં પોલંડથી આણેલા હદપારીઓને રોકવામાં આવ્યા હતા.

ગયા સૈકામાં રશિયામાથી કેટલાક રશિયનોને સાઇબિરિયામાં હદપાર કરવામાં આવ્યા હતા, પણ એ પ્રજાના લાક્ષણિક પ્રારબ્ધવાદ અનુસાર તેઓ પોતાની એ દશાને મૂગે મોએ વશ થયા હતા. તેમણે કદી બંડ ઉઠાવ્યાં નહોતાં. તેમણે મુક્ત થવાનો

પ્રયાસ જ ન કર્યો પણ હદપારીના સીતમો વેઠતાંવેઠતાં રફતેરફતે મૌતને શરણ જવું વધારે પસંદ કર્યું હતું. એથી ઊલટું, પોલ હદપારીઓને માટે માન સહિત એટલું કહેવું જોઈએ કે તેઓ એવી રીતે કદી પણ પ્રારબ્ધને આધીન થયા નથી. આ વખતે તો તેમણે ખુલ્લેખુલ્લું બંડ કર્યું. દેખીતું જ હતું કે તેમને તેમાં ફત્તેહ મળવાનો લવલેશ સંભવ નહોતો. આમ છતાં, તેમણે એક વાર માથું તો ઊંચક્યું જ. તેમની આગળ વિશાળ સરોવર હતું અને પાછળ કેવળ દુર્ગમ પહાડોની દિવાલો ખડી હતી, જેની પાછળ વળી ઉત્તર મોંગોલિયાનાં વેરાનો વિસ્તરતાં હતાં. બધી રીતે સંજોગો આમ પ્રતિકૂળ હતા તોપણ એ લોકોએ તેમના ચોકીદાર સૈનિકોનાં હથિયાર ખુંચવી લેવાનો, પોલપ્રજાનાં પેલાં કાતિલ હથિયાર–ધારિયાં–ઘડીને તૈયાર કરવાનો તથા છૂટા થયા બાદ પર્વતમાળ પર થઈને મોંગોલિયામાં, ત્યાંથી ચિનમાં અને ચિનને કિનારેથી ઈંગ્લિશ વહાણોમાં નાસી છૂટવાનો મનસુબો કર્યો.

એક દહાડો ઇર્કુત્સ્કમાં ખબર આવ્યા કે બાઈકલને કિનારે રસ્તો બાંધનારા પોલોએ બાર સૈનિકોનાં હથિયાર ખુંચવી લઈને બંડ ઊઠાવ્યું છે. તેમની સામે એ વખતે ઇર્કુત્સ્કથી માત્ર એંશી સૈનિકો મોકલી શકાય તેમ હતું. તેમને આગબોટમાં સરોવરને રસ્તે બંડખોરોનો સામનો કરવાને મોકલવામાં આવ્યા.

૧૮૬૬નો શિયાળો ઇર્કુત્સ્કમાં અસાધારણ સુસ્તીભર્યા વાતાવરણમાં વીતતો હતો. રશિયાનાં પ્રાંતિક નગરોમાં હોય છે તેવા વર્ગવર્ગ વચ્ચેના ભેદ સાઇબિરિયાના આ પાટનગરમાં નથી. તેથી, હર શિયાળામાં ગુરુવારે-ગુરુવારે, ત્યાંની જે 'સમાજ' (સોસાયટી) કહેવાતી તે રાજકચેરીના મકાનમાં ભેગી થતી. તેમાં અફસરો અને સિવિલિયન અમલદારો તો સકુટુંબ હોય જ, પણ સ્થાનિક વેપારીઓ અને પાદરીઓ સુદ્ધાં તેવી રીતે

કુટુંબકબીલા સાથે આવી શકતા. આ શિયાળે પણ બધા ભેગા મળતા તો ખરા, પણ જોઈએ તેવી મજા આવતી નહોતી. ઍમેચ્યૉર્સના નાટ્યપ્રયોગો પણ બરાબર સફળ થયા નહોતા. અને જુગારીઓનો ગોટો અખાડો જામતો દરવર્ષે, તેનું કામ પણ આ વખતે તો મંદમંદ ચાલતું હતું. અમલદારોને પૈસાની ભારે તાણ હતી અને ખાણોના પ્રદેશમાંથી આવેલા અમલદારો સામાન્ય રીતે બેંકનોટોના જે થોકડા ને થોકડા આગલા વખતમાં લઇને આવતા, તથા જુગારખાનાનાં લીલાં ટેબલોની આસપાસ ઉત્સાહ અને સ્પર્ધા પ્રેરતા, તેઓ પણ હવે જાણે કે મુફલીસ બની ગયા હતા. આ વેળાની મોસમ ખરેખર બહુ સુસ્ત હતી–બરાબર તે જ મોસમ જ્યારે માણસને બીજું કંઈ કરવું ગમતું નથી પણ પ્રેતાત્મવિદ્યાના પ્રયોગો–બોલતાં ટેબલોના અને બોલતા આત્માઓના પ્રયોગો–જ કરવાનું સૂઝે છે. લોક-સાહિત્યની વાર્તાઓ કહેવામાં પ્રવીણ અને તેથી આગલે શિયાળે સૌના ખૂબ માનીતા થએલા એવા એક સદ્ગૃહસ્થે આ વખતે જ્યારે જોયું કે પ્રવર્તમાન સુસ્તીને કારણે બધાને તેમના પંડમાં કે તેમની વાર્તાઓમાં રસ પડતો નથી, ત્યારે તેમણે એક નવી ગમ્મત તરીકે પ્રેતાત્મવિદ્યાનો પ્રયોગ આદર્યો. તેઓ ચતુર પુરુષ હોવાથી, તેમણે પ્રયોગોનો આરંભ કર્યાને પૂરું અઠવાડિયું પણનહોતું થયું ત્યાં તો ઈર્કુત્સ્કની આખી ય સમાજને બોલતા આત્માઓનું જાણે ઘેલું જ લાગ્યું. વખત કેમ વીતાડવો તેની જેમને સમજ પડતી નહોતી એ બધામાં હવે નવું ચેતન સ્ફૂર્યું. શહેરના હરેક દિવાનખાનામાંનાં ટેબલો બોલતાં બન્યાં અને પરલોકમાંથી પાઠવાતા એ સંદેશાની સાથોસાથ, એ અતિઝાંખા અજવાળા ખંડોમાં, ઇહલોકની પ્રેમચેષ્ટાઓ પણ યુવકયુવતીઓ વચ્ચે થવા લાગી. અમારામાંના લેફ્ટેનંટ પોટેલોફ તો એ બંને વસ્તુઓની –સંદેશા ને ચેષ્ટાઓની–પાછળ ખાધપીને જ મંડ્યા રહેતા. એમને

પ્રેમના કરતાં ટેબલોના પ્રયોગોમાં વધારે સફળતા મળતી એમ કહી શકાય. ગમે તેમ, પણ જ્યારે બંડના ખબર આવ્યા, ત્યારે તેમણે માગણી કરી " ત્યાં જનારા એંશી સૈનિકો સાથે મને જ અફસર તરીકે મોકલો." તેમને આશા હતી કે પોતે વિજયવાવટો ફરકાવતા પાછા ફરશે.

"પોલ બળવાખોરોની સામે હું જાઉં છું" તેણે પોતાની વાસરીમાં[1] નોંધ્યું; "ત્યાં જરાતરા ઘાયલ થઈ આવવામાં કેવી મજા પડશે!"

તે માર્યો ગયો. જે કર્નલ સૈનિકોનો સેનાપતિ હતો તેની સાથે સાથે ઘોડેસ્વાર તરીકે એ ચાલતો હતો, ત્યાં બંડખોરો સામેની લડાઇ —જેનું રસીલું વર્ણન અમારા અમલદારમંડળના દફતરમાં આપવામાં આવ્યું છે, તે—શરૂ થઈ. અમારા સૈનિકો રસ્તા પર ધીમેધીમે આગળ વધતા હતા એટલામાં તેમને પચાસેક પોલો મળ્યા, જેમાંના પાંચજની પાસે રાઈફલો હતી અને બાકીના પાસે દંડા અને ધારિયાં હતાં. પોલો રસ્તાની પડખેના જંગલમાં હતા અને ત્યાંથી અવારનવાર બંદૂકમાંથી ગોળીઓ છોડતા હતા. સૈનિકોએ સામી ગોળીઓ છોડી. પોટેલોફે એક નહિ પણ બબ્બે વાર કર્નલની રજા માગી કે મને ઘોડેથી ઊતરીને જંગલમાં ધસી જવા દો. કર્નલે જવાબમાં લાલપીળા બનીને તેને ફરમાવ્યું કે તું જ્યાં છે ત્યાંનો ત્યાં રહે. આમ છતાં યે, બીજી ક્ષણે તો લેફ્ટેનંટ અદશ્ય થઇ ગયો,. તુરત જ જંગલમાં ઉપરાછાપરી બંદૂકોના ધડાકા સંભળાયા, ગોકીરો થતો સંભળાયો. સૈનિકો એ બાજૂ ધસી ગયા, જંગલમાં પેઠા; જઇને જુએ છે તો લેફ્ટેનંટ લોહી-લોહાણ બનીને ઘાસ પર પડેલો છે. પોલોએ હવે પોતાના છેલવેલા ભડાકા કરી લીધા અને શરણે થયા. લડાઇ પૂરી થઇ. પોટેલોફ

૧. 'વાસર' એટલે દિવસ; તે પરથી, વાસરી=ડાયરી.

મૂએ તે હાથમા માત્ર રિવાલ્વર લઈને ઝાડીમા ધસ્યો હતા ત્યાં તેણે કેટલાક ધારિયાધારી પોલોને જોયા તેણે તેમની પર જેમ આવે તેમ પોતાની ગોળીઓ છોડી એમને ઘાયલ કર્યાં, તુરત જ બાકીના બધા ધારિયા સહિત તેની પર તૂટી પડયા હતા

એ રસ્તાને બીજે છેડે—એટલે કે સરોવરની આ બાજૂએ —બે રશિયન અફસરો કેટલાક પોલો ભણી ઘણી જ ધિક્કારપાત્ર રીતે વર્ત્યા હતા આ પોલો રસ્તો બાંધનારામાના જ હતા, પણ તેમણે બડમાં ભાગ લીધેલો નહિ આમ છતાં, પેલા બે અફસરોએ રિવોલ્વર સહિત ગાળો દેતાદેતા તેમના તબુમા ઘસી જઈને એ શાંત હદપારીઓ પર રિવોલ્વર ફોડીને તેમનામાના બેને ગભીર પણે ઘાયલ કર્યા હતા

હવે, સાઇબિરિયાના લશ્કરી સત્તાધારીઓનુ ન્યાયશાસ્ત્ર તો એવુ હતુ કે એક રશિયન અફસર માર્યો ગયો હોવાથી, કેટલાક પોલોને ગરદન મારવા જ જોઈએ તેમનામાના પાચને લશ્કરી અદાલતે મોતની સજા ફરમાવી તેમાં એક ત્રીસ વર્ષનો દેખાવડો, પિયાનો સરસ વગાડી જાણનાર પુરુષ નામે ઝરમોવિચ હતો, જે બડબાજોનો આગેવાન હતો, બીજો એલિન્સ્કી નામે સાઠ વરસનો વૃદ્ધ હતો, જે રશિયન સૈન્યમા જ અગાઉ અફસર હતો અને આ સિવાયના પણ ત્રણ જણ—જેમના નામ મને યાદ નથી તેઓ—હતા

આ પાંચ જણને માફી બક્ષવાની રજા માગતો તાર સરસૂબાએ સેંટ પીટર્સબર્ગના સત્તાધારીઓને કર્યો પણ ત્યાથી જવાબ ન આવે એ વોકોનો જીવ લેવામા નહિ આવે એવુ વચન તેણે અમને મોંને આપેલું, પણ તારના જવાબની રાહ કેટલાક દિન લગી જોયા પછી, એક દહાડો મળસ્કે તેણે સજાનો અમલ છાનોમાનો કરાવી નાખ્યો ત્યાર પછી ચાર અઠવાડિયે ટપાલરસ્તે

સેંટ પીટર્સબર્ગથી જવાબ આવ્યો: "સૂબાને સૌથી યોગ્ય લાગે તે માર્ગ તેણે લેવો." દરમિયાન, પાંચ બહાદુર માણસોનો ભોગ અપાઈ ચૂક્યો હતો.

લોકો કહેતા કે બંડ ઉઠાવવામાં મૂર્ખાઈ થઈ છે, કેમકે ફત્તેહની કશી આશા જ નહોતી. પરંતુ, આ શૂરા બળવાખોરોએ કંઈક મેળવ્યું હતું, એ તો ચોક્કસ. એ બનાવના સમાચાર યુરોપ લગી પહોંચ્યા. પાંચ જણને દેવાયલો દેહાંતદંડ, અને અદાલતની તપાસમાં ખુલ્લી પડેલી બે અફસરોની હેવાનિયત–આ બધાએ ઑસ્ટ્રિયામાં ખળભળાટ મચાવ્યો. ઑસ્ટ્રિયા આ બાબતમાં વચ્ચે પડ્યું, કેમકે તેના પ્રાંત ગેલિશિયામાંના તેના કેટલાક પ્રજાજનોએ ૧૮૬૩ના બળવામાં ભાગ લીધેલ હોઈ, તેમાંના કેટલાક પણ સાઇબિરિયામાંના પોલ હદપારી બળવો કરનારાની જોડે સામેલ હતા. આ બધી હો–હા થવાથી, બળવા પછી તુરત જ પોલ હદપારીઓની દશા સારા પ્રમાણમાં સુધરી. આ સુધારો બળવો ઉઠાવનારાને આભારી હતો એ ઉઘાડું છે–એ પેલા પાંચ શૂરવીરો તથા તેમના સર્વ સાથીઓને આભારી હતો તેમાં સંદેહ નથી.

મને તથા ભાઇને તો આ બંડથી એક મોટો પાઠ મળ્યો. અમારે રશિયન સૈન્યની સાથે કશો ય સંબંધ હોય, તેનો ખરો અર્થ શો, તેનું અમને આ પ્રસંગે બરાબર ભાન થયું. હું તો એ બનાવોથી દૂરના સ્થળમાં હતો, પણ મારો ભાઈ અલેક્ઝાંડર ઈર્કુત્સ્કમાં જ હતો અને તેની પલટણને બંડખોરોની સામે મોકલવામાં આવી હતી. એ તો સારું થયું કે, પલટણનો સરઅફસર ભાઇને સારી રીતે ઓળખતો હતો ને તેના રાજ્ય સંબંધી વિચારો જાણતો હતો, એટલે, તેણે કોઇક બહાના હેઠળ અલેક્ઝાંડરને બદલે કોઈ બીજા અફસરને હલ્લો કરનારી પલટણમાં ગોઠવ્યો. તેમ ન થયું હોત તો, અલબત્ત, અલેક્ઝાંડરે હલ્લો કરવાની ના જ પાડી હોત. હું ઈર્કુત્સ્કમાં હોત, તો મેં પણ તેમ જ કર્યું હોત.

એટલે અમે હવે લશ્કરી નોકરી છોડીને રશિયા પાછા ફરવાનો નિશ્ચય કર્યો. આમ કરવું એ સહેલું નહોતું, કેમકે અલેક-ઝાંડરે સાઈબિરિયામાં જ લગ્ન કર્યું હતું. પણ આખરે બધી વાતની ગોઠવણ થઈ ગઈ અને ૧૮૬૭ના આરંભભાગમાં અમે સેંટ પીટર્સબર્ગને રસ્તે પડ્યા.

## પહેલો ભાગ સમાપ્ત

